# પાટીદાર ઉદય.



છપાવી પ્રસીદ્ધ કરનાર,

બાલમુકુન્દ મોહનલાલ પટેલ.
લક્ષ્મણદાસ નરસીંદાસ ,,
સાકરલાલ અંબાલાલ ,,
મણીલાલ છગનલાલ ,,

## પાટીદાર ઉદય અંક સમિતિ.

શ્રી. વડનગરા પાટીદાર યુવક સંઘ.

અમદાવાદ.


અમદાવાદ—પાનકોર નાકે વાસુદેવ પ્રીન્ટીંગ પ્રેસમાં
ઈશ્વરલાલ મોતીલાલે છાપ્યું.

સંવત. ૧૯૮૮ પ્રત ૫૨૦ ઇ. સ. ૧૯૩૧

કિંમત ૦—૪—૦

# અનુક્રમણિકા.





# નિવેદન.

ભાઇઓ આપણને યાદ હશે કે જ્યારે અમદાવાદમાં ભાઈશ્રી વાડીલાલ પુરૂષોતમદાસ પટેલ લંડન જઈ ડાકટરી લાઈનની ડીગ્રી મેળવી આવેલા તે વખતે આ યુવક સંઘ તરફથી તેમને માનપત્ર આપવામાં આવ્યું હતું તે વખતે અમોએ પાટીદાર ઉદય અંક છપાવવાની વાત આપની સમક્ષ મુકી હતી અને આખરે, ધારેલા વખતે આ અંક જ્ઞાતિ જનોના હાથમાં મુકતા અમોને અતિ આનંદ થાય છે.

આવી પ્રવૃતિઓ ઉપાડી સફળતાથી પુરી કરવી કેટલી મુશ્કેલ છે, તેનો ખ્યાલ સહેજ આવે તેમ નથી, આપણી જ્ઞાતિમાં લેખકોને અભાવે, ઐચ્છીક કાર્ય કરવાની ઓછી ધગશ અને તેને માટે જોઈતા નાણાં વિગેરે, વિગેરે અંતરાયો વચ્ચે, પણ અંક તઇયાર થઈ શકયો છે તે સર્વ કોઈ યુવકને અને ખાસ કરીને યુવક સંઘના મેમ્બરોને માન લેવા જેવું છે આવા કટોકટીના સંયોગોમાં આખરે આ અંક આપના હસ્ત કમળમાં મુકતા તેના કાર્ય કર્તાઓને એક મહાન વિગ્રહ જીત્યા સમાન આનંદ થાય તે સ્વભાવિક છે.

છેવટમાં આ અંક તઈયાર કરવામાં જેણે જેણે યથાશકિત મદદ કરી છે, તે સર્વનો આભાર માનીએ છીએ.

વ. પા. યુ. સંઘ.



# સંવત્સરની સંધ્યાકાળે.

અહો, કેવું સદભાગ્ય. જે મોંઘેરાં મહેમાનની રાહ જોતાં એક મહીના અગાઉ તેનો સત્કાર કરવા માટે, તેની પરોણાગત કરવા સારૂં, આપણે આપણાં ઘરો વાળી, ઝુડી સાફ કરી, રંગાવી, ધોળાવી શણગારી રાખ્યાં હતાં. તેની પધરામણીના દિવસે તેને અને આપણા સારૂં સ્વાદિષ્ટ ભોજન બનાવી રાખ્યાં હતાં. તે મહેમાન દીવાળીબાઇ બાર મહીનાના પંથે એટલે સંવત ૧૯૮૭ ના આસો વદ ૦)) ના દિને, એક દિવસને માટેજ પરોણા તરીકે રૂમઝુમ કરતી કુંમકુંમના પગલે પધારેલાં હતાં. શું તેમના અનેરાં રૂપ? શું તેમની આનંદની ઉર્મિઓ? જ્યાં જુઓ ત્યાં આનંદ હોજો છલકાયા. ઠેર ઠેર દીવાળીની રોશનીથી દીવાળીબાઇનો થતો સત્કાર બાળકો, યુવાન, યુવતી અને વૃદ્ધના અંતઃકરણમાંથી નીકળી રહેલા "દીવાળી દીવાળી" ના શુભ ઉદ્‌ગારો-ઘરે ઘરમાં દીવાળી બાઈની થતી પરોણાગત અને તેમની પધરામણીથી જ્યાં જુઓ ત્યાં આનંદ, આનંદ ને આનંદ.

શું, દીવાળીબાઇના અંતરના ઉદ્‌ગારોરૂપી મોંઘેરાં આશિષ કે આસો વદ ૦)) ની સંવત્સરીની સંધ્યાકાળે, ગોરજ સમયે, શારદા પુજન વખતે, ઘીની પ્રગટી રહેલી જ્યોતિ સમીપ, વહેપારીઓ પાસે કાળી શાહીથી અને લાંબી લેખણે અબીલ ગુલાલ કંકુ છાંટી શારદા પુજન કરાવ્યું અને નુતન વર્ષનો સંદેશો પહોંચાડયો કે, હે નુતન વર્ષ, હું આ માનવ જીવનને આનંદ આપવા ઘડી બે ઘડીની મ્હેમાન છું મહારો સમય પુરો થયો છે. માટે તું [ નુતન વર્ષ ] મહારાં પ્રયાણ થતાં પહેલાં આ માનવ જીવનને આનંદ આપવા સત્વર પધારી ત્હારો ભેટો કરાવ. દીવાળીબાઇનો સમય પુરો થયો. જવાની તૈયારી થઇ. માનવ જીવનને અંતીમ આશિષ અર્પી વિદાયગીરી લીધી પણ નુતન વર્ષનો ભેટો ન થયો તે નજ થયો.

અંતે ૧૯૮૭ ની વિક્રમ સંવત્સરની અનંતમાળામાંથી, આજના સુર્યાસ્ત સાથે એક વધુ મણકો ભુતકાળની મહા ખીણ વચ્ચે અદ્રશ્ય થયો. કેટલાંક વર્ષ થયાં પરતંત્ર આર્યાવર્ત ચાક ઉપર ચઢયો છે. તેનો ઘાટ કેવો ઉતરશે તે જીવશે તે જોશે. કાલની આજ થઇ, આજની કાલ થશે. બાલક યુવાન બની વૃદ્ધત્વને પામશે. કુદરતનો ક્રમ અણ અટકયો કાળને કાપતો, પ્રવૃત્તિને પાથરતો, આગળને આગળ વધ્યેજ જાય છે. અંતે નામ તેનો નાશ નિર્મિત છે. એજ આજ "પાટીદાર ઉદય." ના પ્રારંભકાળે, સંવત્સરની અંતિમ સંધ્યાકાળે આપને મહારાં અનેક વંદન છે.

લી, મણીલાલ છગનલાલ પટેલ.

# પાટીદાર યુવકો પ્રત્યે.

ત્યારે તમે હવે ક્યાં સુધી તાકીને બેસી રહેશો ? નવયુગનું અજબ ચેતન જોઇને તમને પાનો નહી ચઢે ? તમે કોની વાટ જુઓ છો ? શેની વાટ જુઓ છો તમો વધારે કુળવાન માટે બેપરવા છો વધારે ભણ્યા માટે ગુમાન રાખો છો વધારે પૈસાદાર માટે પૈસા ખરચો છો ?

હવે નહી ચેતો તો ઘડીના છઠ્ઠા ભાગમાં ઉડી ગયા સમજજો આખા જગતનો અને આખા ભારતનો, અરે, હદી જેવા શાખ પાડોશીનો યુવક ઉભો થઇને થનથનાટ કરતો ચાલવા માંડે.

વડનગરનો યુવક જ્યારે પડ્યો રહે ? એથી એ કુલીનતા ઉપર એ પૈસા ઉપર લાજનો બીજો કયો વધારે કાળો ડાઘ હોય.

વડનગરના યુવાનો જાગો, આજના ચેતન યુગમાં નહી ચેતો તો પસ્તાવું પડશે, નાતની કુરૂઢીઓને જડમુળથી ઉખેડી નાંખીને ઉન્નતિને પંથે ચાલવા માંડો.

સાંકળચંદ મગનલાલ પટેલ.



# જ્ઞાતિ મંડળો વિષે વિનંતિ.



આપણી જ્ઞાતિના સદ્‌ગુણ સંપન્ન જ્ઞાતિ ભુષણ મર્હુમ રા. રા. ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇએ નીચેની કવિતા શ્રી વડનગરા કણબી હિતવર્ધક સભાની સ્થાપના વખતે રચેલી છે. તે કવિતા દરેક દરેક ઉગતા જ્ઞાતિ મંડળોને લાગુ પડતી હોવાથી અમે તેને નીચે છાપીએ છીએ.

આ છોડ કોમળ જે ક્ષણે જે સજ્જનોએ રોપીઓ,
ગૌરવ ભરી તે ક્ષણ તથા તે સજ્જનોને ધન્ય છે;
જળ રેડીયું ને રેડશે જે સજ્જનો આ છોડને,
તે સહુ સુજનનું સફળ જીવિત ધન્ય તેના જન્મને. ૧

સદ્‌બુદ્ધિ અર્પી ઇશ્વરે આ જ્ઞાતિ મંડળ સ્થાપવા,
ઉપકાર માને દીન બની જગદીશનોજ સમાજ આ;
તે સમય ક્યારે આવશે દર્શાવીશું આપણ બધા,
નિજ ઉચ્ચ સદ્‌વર્તન થકી સન્મતિની યોગ્યતા. ૨

ગૃહ સેવવાથી, હસ્ત જોડયે, હસ્ત તાલે નહીં બને,
યદિ કમર કસી ઉદ્યોગ કરશો તોજ સર્વે શકય છે;
ધરી ધૈર્ય કરી દુઃખો સહન ફરી વિવિધ વિદેશમાં,
શીખશો બહુ વિદ્યા કળા ઉત્કર્ષ થાશે સહજમાં. ૩

તમ મનતણું નિર્બલ્ય તજી બળવાન થઈ સૌ બંધુઓ,
અજ્ઞાન ને કાંઈ ક્ષુદ્ર વ્હેમની સખ્ત તોડો બેડીઓ;
એકત્ર થઇ સૌ ઉન્નતિનાં દ્વાર ઠોકો જોશથી,
સદ્‌વૃત્તિ ને જ્યાં સંપ ઉદ્યમ સહાય ઈશ્વરની ખરી. ૪

જઈ તિમિર સર્વે સદ્ય શુદ્ધ પ્રકાશ પ્રસરે જ્ઞાનનો,
કંઈ વિવિધ દુઃખથી ખિન્ન જનનાં રૂદયે વિલસે ત્યમ કરો;
શોધો લઇ સહુ સબળ શ્રમ ઉદ્વેગનાં જે કારણો,
વિવેક થકી કરી નાશ ત્હેનો સુખ સહુ હસ્તાં કરો. ૫

સમજી સહુ નર નારીઓ નિજ ધર્મ વર્તન જો કરો,
ગ્રહી ઇષ્ટ સા સત્પ્રેમથી ફેંકી દીયેજ અનિષ્ટ તે;
ઉન્નત શરીર મન થાય તો ઝટ ક્ષુદ્ર બુદ્ધિ જાય છે,
વહી રગે રગ ઉત્સાહ નિર્મળ, કર્મ રૂડાં થાય છે. ૬

જ્ઞાનિતણા ઉત્કર્ષના સત્કાર્યમાં સજ્જન બધા,
ઉદ્યુક્ત રહો આગ્રહ થકી સૌ પક્ષ મુકી વેગળા;
કો કાર્યમાં કાંઇ કારણે મતમાં તમે જુદા પડો,
અંતર થકી અળગા કદાપી સુજ્ઞ જન કદી નવ થશો. ૭

જો ભેદ આપણમાં થયો નિર્બળ થઇશું આપણે,
બળવાન અતિ આપણ થશું, જો સંપ વૃદ્ધિ પામશે;
થઇ એક આગળ સૌ ધસો હિમ્મત જરા નવ હારશો,
પ્રભુ સર્વ ઇચ્છિત આપશે, પંથ સત્યનો જો પકડશો. ૮

લી. સ્વર્ગસ્થ ડાહ્યાભાઇ લક્ષ્મણભાઈ પટેલ.



# વડનગરા પાટીદાર યુવાનોને



જગતના માનવ સમાજમાં યુવાનોનું સ્થાન કેટલું મહત્વનું અને જવાબદારી ભરેલું છે તે આપણે સારી પેઠે સમજવાની જરૂર છે. કુટુંબમાં, જ્ઞાતિમા, ગામમાં, કે દેશમાં તેમજ સમસ્ત દુનીઆમાં યુવકો સિવાય સમાજ ચાલી શકતો નથી. યુવકોમાંથીજ શુરવીર લડવૈયા વિદ્વાન સાક્ષરો; કવીઓ; ચિત્રકારો; લેખકો; અધ્યાપકો; રાજદ્વારી મુત્સદ્દીઓ અને સંપત્તિ શાસ્ત્રની દ્રષ્ટિએ લક્ષાધિપતિ પણ થયા છે.

વર્તમાન સમયમાં આપણે ખુલ્લી આંખે તપાસ કરીશું તો સ્પષ્ટ માલમ પડશે કે જ્યાં ત્યાં "સંઘબળ" વધતું જાય છે. અને ભવિષ્યમાં આ "સંઘબળ" માનવ જીવનમા શ્રેષ્ટ ફાળો આપશે એમ દેશના મહાન પુરૂષોનું માનવું છે.

આપણી જ્ઞાતિમાં આવી સંસ્થાઓ ઠેર ઠેર સ્થપાય અને તે જ્ઞાતિ હિતનાં ઘણાં અગત્યના અને ઉપયોગી કામો ઉપાડી લે. આવી જાતનું એક "શ્રી વડનગરા પાટીદાર યુવક સંઘ" અમદાવાદમાં આજના યુવાનોએ સ્થાપ્યા છે. તે ખરેખર સ્તુત્ય છે. એનો ઉદ્દેશ એક બીજાના પરિચયમાં આવી, સમાજને ઉન્નતિના પંથે ચડાવી' અજ્ઞાનતા તથા જડતાનું મુળ કાઢી, સંકટ સમયે પરસ્પર મદદ કરવી એવા છે.

આપણા દેશમાં અસહકારની ચળવળ પછી યુવકોમાં ઉન્નતિની ધગશ જાગતી ઉઠી છે. રાજદ્વારી પ્રવૃતિઓમા સમસ્ત હિંદુસ્તાનના વિદ્યાર્થીઓએ કેટલો બધો જુસ્સા ભર્યો ઉત્સાહ બતાવી' પોતાના દેશનું અને પોતાની વર્તમાન સ્થિતિનું યથાર્થ ભાન કરાવ્યું છે. યુવકોનો માનસિક વિકાસ; એ દિનપ્રતિદિન વધતી જતી સંઘ ભાવનાનું પરિણામ છે. સારા સારા મિષ્ટાની ઉડાવી, મોજમજામા આપણા યુવકો જીવન ગુજારતા અને એવા મોજીલા જીવનને શ્રેષ્ઠ માનતા. તે માન્યતા હવે આપણા નવયુગમાં, કર્મયુગમાં નષ્ટ થઇ છે એ ખરેખર દેશના માટે સુંદર અને ઉજ્જવલ ભાવી સુચવે છે.

આ સંઘબળના તત્વને બરોબર સમજી લઇને આપણા પાટીદાર યુવાનો ઠેર ઠેર યુવક મંડળ અથવા યુવક સંઘ નામની સંસ્થાઓ સ્થાપે. સભ્યો તરીકે ફક્ત યુવકોજ નોંધાય. મંડળનું કામકાજ ચલાવવા માટે સારા ચારિત્રવાન અને કર્તવ્યનિષ્ઠ કાર્યકર્તાઓ ચુંટાય. મુંબાઇ, સુરત, ભરૂચ, કડી વિગેરેના આદર્શ યુવક સંઘો જોડે પત્રવ્યવહાર કરી એક બીજાની પ્રવૃતિઓથી જાણકાર થઇ જે જે યોગ્ય લાગે ને તે તત્વો ગ્રહણ કરી પોતાની સંસ્થાને લાગુ પાડી આગળ કામ ચલાવાય. આવી જાતના યુવક મંડળો ઘણુંજ ઉપયોગી કામ કરી બતાવસે. એવો મારો નિસંદેહ અભિપ્રાય છે. શારિરીક કેળવણી માટે વ્યાયામ શાળાઓ, વાંચન માટે પુસ્તકાલયોની નિયમીત વ્યવસ્થા, એક કલાક ધાર્મિક પુસ્તકોનું રહસ્ય તેમજ દેશમાં ચાલી રહેલી વર્તમાન સ્થિતિની ચર્ચા કરી, લોકોને સમજાવી વિ. ઘણાં કાર્યો આથી થઇ શકશે તેમજ પારકી નિંદામાં કે ગપગોળામાં પોતાનો અમુલ્ય અવસરનો અનર્થક થતો વ્યર્થ અટકશે. લોકોમાં સુખ શાન્તિ ફેલાશે અને એક બીજાના સ્નેહભાવ બને એક બીજાના

હ્રદયની ઓળખાણ થશે. ઇર્ષા, કજીઆ, કુસંપ કે બારમા તેરમા જેવી કુરૂઢીઓનો સંપૂર્ણ નાશ થઈ જશે. આવું રૂડું કામ મારા ધારવા પ્રમાણે યુવકો સીવાય બીજાઓથી બનવું મુશ્કેલ છે.

હવે મારે મુળ મુદ્દા ઉપર આવતાં જણાવી દેવું જોઇએ કે બારમા તેરમા, એકડીઆ, બગડીઆ, આવા જે વિરોધ ઉત્પન્ની કરનારાં તડ છે તેથી જ્ઞાતિની અવદશા થાય છે. એટલુંજ નહિ પરંતુ કુસંપ, અજ્ઞાનતા, જડતા વિ. આવાં અનેક કારણો આપણી જ્ઞાતિમાં નજરે પડે છે. આના માટે યુવાનો સંગઠન કરી કુરૂઢીઓને દફનાવી છે, બારમા તેરમા જેવાં જે પ્રેતભોજનના જમણનો સદંતર નાશ કરે તો આપણા ગરીબ ભાઈઓ ગુલામીની જંજીરોમાં નહી જકડાતાં પગભર થઇ શકે. જુગ જુની પ્રણાલીકાને નહી માનતાં, આજની ચેતનયુગમાં સુખ, સંપત્તિ, સંપ, સદવિચાર, સદભાવના અને એક બીજાને મદદ કરવાની ભાવના વિ. ઘણા ઉપયોગી સદગુણો ખીલી નીકળે, જો એ ભાવના કેળવાય તો તેનો જશ ખરેખર યુવાનોજ ખાટે.

યુવકો જો એકજ કામ કરે તો તે બહુજ સહેલાઇથી થઇ શકે તેમ છે. દરેક યુવક બંધુ પોતે ખાદી પહેરવાની પ્રતિજ્ઞા લે. ખાદી એજ પોતાનું સર્વસ્વ સમજે તો આપણામાં નમ્રતા. સ્વદેશાભિમાન, અને આપણી આર્થીક સ્થિતીનું ભાન, આપણા હુન્નર ઉદ્યોગ તરફ માનની લાગણી વિ. ઘણા દેશોપયોગી સદગુણો ખીલે અને હજારો ગરીબોને રોજી મલે. તે વાત તો વળી જુદી.

જગતના ઇતિહાસ તરફ દ્રષ્ટિ કરીએ તો સ્પષ્ટ જણાશે કે ચીન, જાપાન, આયરલાંડ તેમજ રશીઆના યુવાનોએ પોતાના રાષ્ટ્ર જીવનનો કેવો તેજસ્વી પ્રકાશ પાડયો છે. હિંદુસ્તાનના યુવાનોએ પણ તેવોજ પ્રકાશ પોતાની માતૃભુમી ઉપર પાડયો છે અને ભવિષ્યમાં એથી વધુ સુંદર પ્રકાશ ફેંકશે એવો મારો દ્રઢ વિશ્વાસ છે.

આજથી દશ વર્ષ ઉપરના યુવકનું ધ્યેય આપણે વિચારીએ તો ફકત એશઆરામી અને પરાવલંબનજીવન ગામના ચાચરે જઇ અથવા ખાલી નિરૂપયોગી તથા અર્થહીન ચર્ચાઓમાં સમય ગાળવો એવું મનાતું હતું, અત્યારે આપણે જોઇએ છીએ કે તેવું નથી, પણ તેનાથી ઉલટું છે. નિરૂપયોગી મોજમઝા અને પરાવલંબન જીવન ગુજારવા કરતાં મરી ફીટવું તે વધારે સારૂં છે. એવી ભાવના યુવાનોનાં હ્રદયમાં દિનપ્રતિદિન દ્રઢ થતી જાય છે. અત્યારે યુવકો જેમ બને તેમ પોતાનું જીવન શ્રમમય બનાવવામાં શ્રેષ્ઠતા માને છે. શ્રમની અંદર જીવનની પ્રગતિ રહેલી છે. એ તત્વ સારી પેઠે યુવાનો સમજી ગયા છે.

જે જે મહાન પુરૂષો માનવ જીવનમાં અમર થઇ ગયા છે તેમના જીવન ચરિત્રો વાંચીએ તો સ્પષ્ટ જણાય છે કે તેઓનાં જીવનો પુષ્કળ સંકટમય અને શ્રમવાળાં હતાં. શ્રમ વિનાના એશઆરામી જીવન ગુજારનાર મનુષ્ય પ્રત્યેક ઘડીએ મૃત્યુને પ્રાપ્ત થાય છે એ ભાવના આપણા યુવકોમાં હવે ઓત પ્રેત થતી જાય છે. એ ખરેખર આપણા દેશનું સદભાગ્ય છે.

લી. સાંકલચંદ મગનલાલ પટેલ.

# બાળ લગન.

" બાળ લગ્નથી બંધુઓ, થયો આપણો નાશ "
તજો ત્વરીત એ રીત જો, હોય સુખની આશ.

હિંદુસ્થાનની અજ્ઞાન પ્રજાએ જ્યારથી સારા સારનો વિચાર વળાવીને પોતાના સંતાનોના હિતો હિતનો વિચાર બાજુ પર મુકીને પ્રજાનાં નાશનાં મન ફાવે તેવાં નીતિ ધર્મથી વેગળાં કાર્યો કરવા માંડયા, ત્યારથી હિંદુસ્થાનની અધોગતિ થઇ છે, તેમાં ખાસ કરીને બાળલગ્નની ભયંકર પ્રથાએ તો આપણું સત્યાનાશ વાળવામાં કંઇજ બાકી રાખ્યું નથી, અને છતાંએ અનિષ્ટ વિચાર અને કાર્યને આપણે અટકાવી શકયા નથી. દેશની ગુણ જ્ઞાનથી ભરેલી એવી અનેક જ્ઞાતિઓએ પોતાના જ્ઞાતિમાંથી બાળલગ્નને બંધ કરવાના પ્રયાસો કર્યા છે, અને બાળલગ્ન બંધ થવાથી તેમના બાળક અને બાલીકાઓ ઉત્તમ સંસ્કારી અને તેજસ્વી થયા છે, એવા અનેક ઉત્તમ જ્ઞાતિ અને ડાહ્યા માણસોનાં સંસર્ગમાં હંમેશાં આવવા છતાં આપણે કેવા દુર્ભાગી છીએ કે, એમના સદગુણોનું આપણે અનુકરણ કરી ન શકયા. આપણે સૌ જાણીએ છીએ કે કાચી ઉમ્મરમાં અર્થાત બાલ્યાવસ્થામાં, બાળલગ્ન કરવાથી તેઓ બળ અને બુદ્ધિ વિનાનાં માણશો મહેનત મજુરી કરીને પોતાનું અને કુટુંબનું ભરણ પોસણ ન કરેતો તેનાથી બીજું શું થાય ? અને એના પ્રત્યક્ષ પ્રમાણ રૂપ આપણી જ્ઞાતિનો મોટો ભાગ કેવળ ઓછા સંસ્કારને લીધે માત્ર મહેનત મજુરી કરીને મહામુસીબતે જીવન નિર્વાહ કરે છે.

આ સંસારમાં દરેક માણસને સુખી અર્થાત લક્ષ્મીવાન થવાનો મોહ હોય છે, પરંતુ જ્યાંસુધી પોતાનામાં તેમજ પોતાના બાળકોમાં બળ બુદ્ધિ વધે તેવાં કાર્યો કરવામાં આવે ત્યાંસુધી સુખ અને સંપત્તિની આશાઓ રાખવી એ ખાલી ફાંફાજ છે. ટુંકાણમાં આપણી જ્ઞાતિમાંથી બાળલગ્નનો રાક્ષસી રિવાજ દુર ન થાય ત્યાંસુધી એ જ્ઞાતિની ઉન્નતિ કદી ન થાય તેમજ સુખી અને વૈભવશાળી ન બને, આ તો થઇ માત્ર વૈભવ અને લક્ષ્મી મેળવ-વાની વાત આપણી જ્ઞાતિમાં ધણા વૃદ્ધો છે, કેટલાક ધનીકો છે, થોડા ધણા ભણ્યા ધણ્યા પણ છે, પરંતુ કોઈ બતાવશે કે આપણી જ્ઞાતિમાં બળવાન યુવકો કેટલા છે, જો કે જ્ઞાતિમાં થોડે અંશે યુવાનો સ્વતંત્ર વ્યવહાર ખેડનારા એવા ધોધ્ધેદાર અને સારી પાયરી ઉપર હશે પણ તેથી શું વળ્યું તેથી તો વધારે જ્ઞાતિમાં તરકટ જેવી બળ બુદ્ધિ વગરની પ્રજા લોકોના વાસણ સાફ કરે બોજા ઉપાડે ટકે મણનું વઇતરૂં કરે કારખાનામાં જઇને સાંચા ચલાવે અથવા વધારે ચાલાક યા નસીબદાર હોય તો ધોતીજોટા વાળે એ વગર અજાણ અકલવાળા માણસોની શું સ્થિતિ થાય આવીજ રીતે શક્તિ ન હોવા છતાં કુંટુંબનું પુરૂ કરવાની ખાતર શરીર તાવી નાખીને ટાંટીઆ ઘસી નાખીને મજુરી કરી પરીણામે, ક્ષય, સંગ્રહણી, કાંસારોગ આદી ભયંકર રોગોના ભોગ થઇ મરણને શરણ થાય છે. યાને ઇશ્વરનાં દરબારમાં પહોંચી જાય છે, એ આપણે કયાં નથી જાણતા ?

આપણી જ્ઞાતિનાં ડાહ્યા માણુસોએ બાળલગ્ન અને એવા બીજા કેટલાક નાબુદ કરવા જેવા રીવાજને તજી દઇને જ્ઞાતિને કયે રસ્તે ઉન્નતિ થાય, એવું કરવાને પ્રયાસો કર્યા છે, જો કે કેટલાક ગણ્યા ગાંઠયા યુવાનો અને વૃધ્ધો જ્ઞાતિની ઉન્નત્તિની ધગશ અંતરમાં રાખીને પોતાનાથી બનતી સેવાના કાર્યો કર્યે જાય છે, પરંતુ કોઇ દિવસ એક હાથે તાળી પડી છે ? તો દરેક માણુસ એવા શુભ કાર્યોમાં અંતઃકરણ પુર્વક ભાગ લે. જ્ઞાતિસેવા કરવામાં ધગશ ઉઠાવે તો ઘણુાજ થોડા વખતમાં આપણી જ્ઞાતિ બીજી જ્ઞાતિઓની સાથે સરખામણીમાં આવી શકે, નાની ઉમરનાં બાળકોને કાચી ઉમરમાં પરણાવી ખોટો લહાવ લેવાની ઇચ્છા અણસમજુ માણુસોનેજ હોય છે, એ ખરૂં જોતા લ્હાવ નથી પરંતુ પોતાનાજ બાળકોને ભણાવવા તેમનામાં બળ બુદ્ધિ વધે એવો ખોરાક આપવા અને તેજસ્વી બનાવવામાં એ કામ પહેલું કરવાનું છે. એવા તેજસ્વી અને ઉત્તમ સંસ્કારવાળા બાળકોને માટે કન્યાઓ શોધવાની જરૂર રહેતી નથી બાળલગ્નના નાશકારક રિવાજની દરવર્ષે આપણી જ્ઞાતિમાં પાંચ, પચીસ, વિધવાઓ. વધે છે, અને ભરણ પોસણના સાધનોના અભાવે, અને, નાની ઉમરમાં વૈધવ્ય પ્રાપ્ત થવાથી છેવટે તેમને પુર્ન લગ્ન કરવાનો માર્ગ લેવો પડે છે, આવી અનેક રીતે આપણી જ્ઞાતિની દુર્દશા બાળ લગ્ને કરી છે. આપણે સુખી થવું હોય, આપણી જ્ઞાતિમાં જેઓ પોતાની જાતને મુળ ડાહ્યા અને શાણાં જાણેલાં અને ગણેલાં પૈસાદાર અને પ્રતિષ્ઠાવાળા ઓફીસર કે અમલદાર યુવાનોએ પહેલીજ તક જ્ઞાતિમાંથી બાળ લગ્નને અટકાવત કરવા પ્રયાસ આદરવો જોઇએ નહીતો આપણી ઉન્નતિ થવાને સદલે ઉલટી અધોગતી થશે એમાં જરીકે શંકા નથી " હિંદુસ્થાનના જે યુવાનો પોતાની જ્ઞાતિની ઉન્નતિ કરવાની અભિલાષા રાખે છે, તેઓ એ, પ્રથમ પોતાની કોમમાંથી બાળલગ્ન અટકાવી પોતાના બાળક અને બાળકીઓનાં કલ્યાણનાં શ્રી ગણેશાય નમઃ કરવા જોઇએ. "

લી. પટેલ. હીરાલાલ તુલસીદાસ



# આપણી જ્ઞાતિ અને કેળવણી.

'આપણી જ્ઞાતિ અને કેળવણી' એ એનો સંબંધ ઘણોજ જુજ છે. માટે કેળવણી અને જ્ઞાતિનો સંબંધ કેવી રીતે વધે તે સંબંધી દરેક સાધારણ કેળવાયલા ભાઈએ પોતાની ફરજ સમજી વિચાર કરવો જોઈએ.

આપણી જ્ઞાતિની અજ્ઞાનતાના કારણો તપાસીએ તો આપણને જણાશે કે પ્રથમ ભુલ આપણા માતા પિતાની કેળવણીના સબંધમાંની બેદરકારી છે. તેઓ જુના વિચારના હોઈ એમ ધારે છે કે "છોકરાં નહી ભણે તો શું થઈ ગયું ? આપણે કયાં ભણ્યા હતા ? આપણી જીંદગી શું ન ગઇ ?" પણ ખરી રીતે જો આપણે શાંત ચિતે વિચાર કરીશું તો આપણને જણાશે કે આ બધી માન્યતાઓ ભૂલ ભરેલી છે. આપણા બાપ દાદાનો વખત જુદોજ હતો અને અત્યારનો વખત જુદો છે. અત્યારનો વખત એવો છે કે કેળવાયલા બંધુઓને પોતાના ભરણ પોષણના માટે મુશ્કેલીઓ નડે છે તો પછી અજ્ઞાન બંધુઓની તો વાતજ શી કરવી ?

આપણી અજ્ઞાનતાનું બીજું કારણ કેળવણીથી થતા ફાયદાથી આપણે અજ્ઞાન છીએ. આ જમાનો વર્તમાન પત્રોનો છે. આખી દુનીઆના સમાચાર આપણે પત્રો દ્વારા ઘેર બેઠે મેળવી શકીએ છીએ. માણસ જો કાંઇક અંશે કેળવાયલો હશે તો જ તેને સમાચાર જાણવાની ઉત્કંઠા થશે અને તે ઘણું જાણવાનું મેળવશે. જો માણસ અજ્ઞાન હશે તો તે આ બધા વર્તમાન પત્રો દ્વારા આવતા સમાચારોથી અજાયબ થશે. પણ તેની જાણમાં નહી હોય કે તાર, ટેલીફોન, રેલ્વે, સ્ટીમરો, એરોપ્લેનો. રેડીઓ વિ. નવી નવી જાતની શોધ ખોળોથી આ દુનીઆમાં કેટલું બધું અને કેવું અજાયબ ભરેલું પરિવર્તન થયું છે.

આપણી જ્ઞાતિમાં હજુ પણ વાંચી લખી શકે તેવી સ્થિતિના માણસોનું પ્રમાણ બહુજ ઓછું છે. તે પ્રમાણને આપણે કયા કયા ઉપાયોથી વધારવું જોઇએ તે આપણી જ્ઞાતિના સાધારણ કેળવાયલા ભાઈઓએ વિચારવું જોઈએ.

જયાંસુધી આપણી જ્ઞાતિના નવજુવાનો કેળણીનો પ્રભાવ અને તેનાથી ઉત્પન્ન થતાં ફાયદાને નહી સમજે ત્યાંસુધી સ્ત્રી કેળવણીની તો વાતજ શી ? જ્યારે આપણા જ્ઞાતિ યુવાનો કાંઈક અંશે વધુ કેળવણી લેતા થશે ત્યારેજ સ્ત્રી કેળવણીની અગત્યતા તેમને કાંઇક અંશે સમજાશે.

જ્ઞાતિના નવજુવાનો જો તમારી જ્ઞાતિમાં સંપ કેળવણી અને જ્ઞાતિનો ઉદ્ધાર કરવાની ધગશ હોય તોતે માટે તમો વિદ્યાકેળવણીમાં રસ લેતા થાઓ, અને જે લોકોને તેમાં રસ ન હોય તેમને રસ લેતા કરો અને કેળવણી તથા જ્ઞાતિ ઉદ્ધાર માટે જે જે કાંઇ કાર્ય ઉપાડવામાં આવે. તેને તમારાથી બનતી તન, મન અને યથાશક્તિ ધનથી મદદ કરવા એકી પગે તતપર થાઓ.

જ્યારે આપણી જ્ઞાતિમાં સ્ત્રી કેળવણીનું પ્રમાણ વધશે ત્યારેજ આપણી જ્ઞાતિની, આપણી સમાજની અને આપણા કુટુંબની ઉન્નતિ થસે. આ બાબતમાં શ્રીયુત નવલકથાકાર ગોવર્ધન રામભાઈના નીચેના વાકયો યાદ રાખવાં જેવાં છે. "સ્ત્રીઓ પંડીત થાય.

કુટુંબ પોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુંદર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુંબ બંધનમાંથી તેઓ મુક્ત સ્વતંત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુંબની મુર્ખ ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી, એ કુટુંબના ખરા કલ્યાણ કરવા શકિતમતી અને ઉત્સાહીની બને, કુટુંબના બાળક વર્ગને પોષણ અને શકિત આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે. સ્ત્રી વિના ગૃહ નથી. ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી........સ્ત્રીની ઉન્નતિ વિના દેશની તેમજ જ્ઞાતિની ઉન્નતિ અશકય છે."

આપણી જ્ઞાતિ જો કાંઈ પણ સુધારા પર આવે તો તે અત્યારના યુવાનો અને બાળકો પર આધાર રાખે છે, અને બાળકોનો ઉદ્ધાર તેમની માતાઓ ઉપર હોય છે. કારણ બાળક નાની વયમા પોતાનો વધારે વખત પોતાની માતાની સોબતમાં ગાળે છે. "જેવું દેખે તેવું શીખે." એ કહેવતાનુસારનો બાળકની માતા પોતાનાં પ્રાણ પ્યારા બાળકોને પહેલેથી સારી રીતભાત અને ટેવો પાડે, અને કેળવણીમાં રસ લેતા કરે તો તે બાપડો સંસકારી અને ઉચ્ચ ભાવના ભિલાષી બને છે. આપણામાં બીજી કહેવત એ છે કે "કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે" માટે બાળકોને નાનપણથી સારી ટેવો અને સારી રીતભાત શીખવે તો તે બાળકોમાં જ્ઞાતિનું અભિમાન, જ્ઞાતિનો ઉદ્ધાર કરવાની ધગશ અને બળ આવે છે.

દરેક માબાપે ધ્યાનમાં રાખવું જોઈએ કે આજનો બાળક તે આવતી કાલનો શહેરી-જન છે અને આજની કન્યા તે ભવિષ્યમાં થનારી માતા છે. જેવી કેળવણી અને જ્ઞાન તમો તેઓને આપશો તેવી કેળવણી અને જ્ઞાન તેઓ તેમની ભવિષ્યની પ્રજાને આપશે માટે તેમને સારી રીતે કેળવવાની ફરજ તેમનાં માબાપોને શિર છે. અને તે ફરજ તેઓ સારી રીતે બજાવશે તો તેઓ તેમના બાળકોના આશિર્વાદથી આલોક અને પરલોકમાં સુખા થશે નહીતો તેઓને તેમનાંજ બાળકો તેમની આવી અણમોલ જીંદગી વ્યર્થ કરવા માટે અભિશ્રાપોનો વરસાદ વરસાવશે અને તેનું ફળ તેઓને ચોક્કસ ભોગવવું પડશે.

અમેરીકામાં સ્ત્રીઓજ બાળકોને પ્રાથમિક કેળવણી આપે છે. જ્યારે સ્ત્રીઓ સુસંસ્કારી હોય અને કેળવણી પામેલ હોય, ત્યારેજ તે પોતાના બાળકોને કઈ જાતની તાલીમ આપવી અને પોતાના કુટુંબને છાજતા સંસ્કારો અને સારી ટેવો પાડવા લાયક હોય તે પાડી શકે છે.

બાળકોનાં કુમળાં મગજ પર જેવી અસર માતાના પ્રભાવની પડે છે તેવી અસર કોઈનાથી પડતી નથી. પરંતુ દીલગીરીની વાત તો એ છે કે આપણી જ્ઞાતિમાં સ્ત્રીઓજ જ્યાં અભણ અને અસંસ્કારી છે તો પછી તેમનાં બાળકો તેવાં થાય તેમાં કાંઈ અજાયબ પામવા જેવું નથી.

હજુ કાંઈ વખત વહી ગયો નથી. "જાગ્યા ત્યારથી સવાર" એ કહેવતાનુસાર જો હવેથી એટલે આજથીજ બાળકોના માબાપો તેમનાં પૂત્ર અને પૂત્રીઓને ધ્યાન દઈને સારા સંસ્કારોની છાપ તેમનાં કુમળાં મગજમાં પાડે અને વિદ્યા કેળવણીમાં રસ લેતા કરે તો થોડાક વર્ષો પછી આપણી જ્ઞાતિમાં એક તદ્દન નવી, નવિન ભાવનાશીલ, જ્ઞાનના બળવાળી, જ્ઞાતિમાં ઐકયતા અને ઉદય કરવાની ધગશવાળી પ્રજા ઉત્પન્ન થાય અને ત્યાર પછી

 ૧૯૨૩૯

આપણી જ્ઞાતિનો ઉદય એકદમ જેમ શુકલપક્ષમાં ચંદ્ર દિન પ્રતિદિન વધે છે તેમ થશે. વળી નેપોલિયન બોનાપાર્ટે કહ્યું છે કેઃ—

કહે નેપાલિયન દેશને, કરવા આબાધન,
સરસ રીત તો એજ છે, દો માતાને જ્ઞાન.

માટે જ્ઞાતિમાં ઐકયતા; જ્ઞાતિનો ઉદય અને જ્ઞાતિમાં કેળવણીનો વિશેષ પ્રચાર જોવાની ઇચ્છા ધરાવતા યુવાનો, જો આપણે આપણી જ્ઞાતિમાં ઘણા વખતથી આરોપાયલાં કુસંપના બીજને જડમૂળથી ઉખેડી નાંખવા હોય, જ્ઞાતિનો ઉદ્ધાર અને કેળવણીનો પ્રચાર કરવો હોય, જ્ઞાતિના ખરાબ અને દુષ્ટ રિવાજો જે ઘણાં વર્ષોથી જડ ઘાલી બેઠા છે તેમને એકદમ તિલાંજલી આપવી હોય, તો આ બધાનું રામબાણ હથીઆર વિદ્યા કેળવણી અને ઉચ્ચ જ્ઞાતિ સેવાની ભાવના છે. તે ભાવનાને તમે કેળવો અને જ્ઞાતિનો ઉદય જલ્દી થાય તે માટે જે જે કાર્ય આપણા યુવક મંડળો તરફથી ઉપાડવામાં આવે તેને તમો સહર્ષ એકી અવાજે વધાવી લો. એજ

લી૦

બાલમુકુંદ મોહનલાલના સ્નેહવંદન



# સ્વાર્થી જગત

" સગાં કુટુંબી સૌ સુખના બેલી, દુઃખ પડે તવ દેવે ઠેલી. "

સૃષ્ટિના કાળચક્ર રૂપી સંસાર સાગરની નૌકામાં બેઠેલો રામજી સુખદુઃખ રૂપી મોજાં દૂર કરી કીનારે આવવાના હલેસાં મારી રહ્યો હતો.

ભાલ નામના ગામડામાં વસતી મશહુર પાટીદાર કોમના પરભુ પટેલ તથા તેમનાં પત્ની, જ્ઞાતિના કઢંગા રિત રિવાજને અનુસરીને પોતાના લાડકવાયા એકના એક પુત્રને બે વરસનો પરણાવી, વિવાહવાજનનો લ્હાવો લઇ, આખા જીંદગી સંસારની સળગતી ભઠ્ઠીમાં બળિદાન આપી થોડાજ સમયમાં પરલોક સીધાવ્યા હતા.

નિરાધાર રામજી બાલ્યવયમાં પોતાના કાકાને ઘેર ઉછરતો હતો. માબાપ વિનાના રામજીને અત્યારે દુઃખનો પાર નહતો. કાકા કાકીનાં, મામા મામીનાં, માસા માસીનાં વિ. સગાંસંબંધીનાં સારાં ખોટાં મહેણાં ખાઇ જીંદગી ગુજારતો હતો. નોધારો રામજી તેની દુઃખદ સ્થિતિનું વર્ણન કોને કહી સંતુષ્ટ પામે ? માટે હે પ્રભુ હું પ્રાર્થના કરૂં છું કેઃ—

" આ બાલ્ય વયમાં કોઇના માતા પિતા મરશો નહી,
એ ઇશ આવો કોપ કો બાલક ઉપર કરશો નહી,
માતા પિતાનો આશરો આખા જગતમાં ક્યાંથી મળે,
મા બાપ જતાં બાળકો બેહાલ થઇને ટળવળે,
માતા પિતાના સ્નેહનાં બે આંસુડા સ્વીકારજે,
એ નાથ આ એ બાલુડાને સ્વર્ગમાં સંભાળજે. "

જ્યારે રામજીના પિતા જીવતા હતા ત્યારે તેના ઘેર તેમના મિત્રો, સ્નેહીઓ, સગાં-સબંધીઓ, દરરોજ આવતા હતા કલાકોના કલાકો સુધી અડીંગા લગાવી બેસી રહેતા હતા. હાજીહા કરી મીઠું લગાડતા હતા. તે સ્વાર્થી જગતના સ્નેહીઓ, મિત્રો, અને સંબંધીઓ રામજીની ખબર સરખાએ લેતા નહીં. એટલુંજ નહી પણ રસ્તામાં રામજીનો ભેટો થયે બોલાવતાયે નહી. તો પછી તેના સુખ દુઃખની ખબર તો ક્યાંથી પૂછે ? આવે સમયે દુઃખીયારા રામજીને તેના કાકા સિવાય કોઇનું વિશ્રામસ્થાન હતું નહી. તે ત્યાં રહી વિદ્યાભ્યાસ કરતો હતો.

પરભુ પટેલનો કુળદીપક રામજી સુખદુઃખ સહન કરી સારાં ખોટાં મહેણાં ખાઇ કાંઇક ભણીગણી સોળ વર્ષની ઉંમરે ધંધે રોજગારે વળગ્યો, અને પોતાના ભરણ પોષણ જેટલું રળતો કમાતો થયો. એટલામાં તેના કાકાએ પુખ્ત ઉંમરે નહીં પહોંચેલા રામજી ઉપર જ્ઞાતિના કઢંગા રીવાજને અનુસરીને તેની સ્ત્રીનું આણું ( તેડું ) કરી, રહેવાને જુદું ઘર આપી, સંસાર વહેવારની ધુંસળી લાદી. પ્રભુ કૃપાએ અને ભાગ્યદેવીની મહેરબાનીથી ગરીબ કુટુંબમાં ઉછરેલા રામજીનાં સંકટોરૂપી વાદળો વીખરાવા લાગ્યાં, અને કાંઇક સુખની પ્રાપ્તિ થઇ. તેની હોંશીઆરી વધી. તે સ્વભાવે સુશીલ, શાણો અને માયાળુ હતો. તેની આબરૂ વધવા લાગી. કાંઇક સારૂં રળતો કમાતો થયો અને પ્રમાણીક સદ્‌ગૃહસ્થ તરીકે પંકાવા લાગ્યો.

રામજીની સારી સ્થિતિ જોઈ તેની દુઃખી સ્થિતિમાં લેશ માત્ર સગાઇ નહીં બતાવ-નારાં સગાં સંબંધીઓ, પોતાના બાપના જુના મિત્રોના ' ભાઇ ભાઇ ' કહેતાં મોં સુકાવા લાગ્યાં.

વાંચક વૃંદ, આટલું વાંચ્યાથી આપ સ્પષ્ટ સમજી શકશો કે આ લેખ લખનારે આપની દ્રષ્ટિ આગળ રજુ થએલા લેખનું છ અક્ષરના સંબંધથી, બે શબ્દવું બનેલું નામ " સ્વાર્થી જગત " આપી કેવો બોધ દાખલા સાથે આપ્યો છે તેના અંતઃકરણમાં ખ્યાલ કરો અને આગળ વાંચવા ઇંતેજાર બનો.

અખીલ સૃષ્ટિના નિયમાનુસાર પ્રભુની કુદરત આગળ કોઈનું કાંઇ ચાલી શકતું નથી. પોતાના કાકાએ રામજીના ઉપર લાદેલી સાંસારિક ધુંસરીને દોરાઈ તેને ચાલવું પડતું હતું. તેને અનેક પ્રકારના સાંસારિક સારા ખોટા વહેવારોમાંથી પસાર થવું પડતું હતું. દેવયોગે બાળવયમાંથી ઉછેરી મોટો કરનાર રામજીના કાકા માંદગીને બિછાને પડયા, ને થોડાક સમય માંદગી ભોગવ્યા પછી પ્રભુએ તેમને પોતાની પાસે બોલાવી લીધા. રામજી પાછો નોધારો બન્યો. સારાં ખોટાં સંસારિક વહેવારો કરવામાં, તથા ગુંચવણ ભરેલી બાબતો પુછવાનું કામ પ્રભુએ છીનવી લીધું. પ્રભુને ગમ્યું તે ખરૂં. તેની કુદરત આગળ કોઇનું ચાલતું નથી.

રામજીના કાકાને મૃત્યુ પામે થોડાક દિવસો થયા અને તેમના મરણ પાછળ શ્રાદ્ધ કરવાના દિવસો આવ્યા. ત્યારે તેનાં સગાંસંબંધીઓ તથા નાતનાં આગેવાનો રામજીને સમજાવવા લાગ્યા કેઃ—

ભાઇ; તારે આપણી જ્ઞાતિના રિવાજ મુજબ ન્યાત તારા કાકાની પાછળ કરવી જોઇએ. કોળીઓ ખાધો છે ને ખવડાવવો છે. આવા અવસરે વાડકી વહેવાર નહીં સચવાય તો કયારે સચવાશે ? તારા મા બાપ તથા કાકા સાથે શું લઇ ગયા છે ? વેલવાડી વસ્તાર મુકી વાહવાહ કરી ગયા છે. તારી સ્થિતિ હવે સારી છે. તું સમજુ છે. તને કાંઇ કહેવું પડે તેમ નથી. મા બાપની આબરૂ છોકરાંએ સાચવવી જોઇએ. ભાઇ, તારીજ નજર આગળનો દાખલો જોને. પેલા મગને પોતાના ઘર તથા ખેતર ગીરો મુકીને, પોતાને બારણે નાત નોતરી. અને આબરૂ સાચવી. પણ પોતાનું નાક ન જવા દીધું. તેના કરતાં તારી સ્થિતિ કાંઇક શારી છે. તારે પણ તારી જીંદગીનું મ્હેણું ટાળવું જોઇએ. તે તો કાંઇક ઠીક ઠીક પૈસા ભેગા કર્યા છે, અને કદાચ ન હોય તો ભાઇ પત્નિનું પલ્લું તો છે ને. એમાં શો વાંધો છે. પૈસા પૈસા શું કરે છે ? પૈસા તો આવી મળશે પણ ગયેલી આબરૂ પાછી આવતી નથી. આ પ્રમાણે દરેક સગાંસંબંધી તથા નાતના આગેવાનો રામજીને પોતાના કાકાની નાત કરવા સમજાવવા લાગ્યા. વાંચકો યુવાન રામજીને સગાંસંબંધીઓનાં તથા નાતમાં આગેવાનોના ઉંધે માર્ગે દોરનારા વચનો ભક્ષણ તલવારનાં ઝાટકા સમાન લાગતાં હતાં તે સુધરેલા જન સમાજને અનુસરીને મરણ પાછળ જ્ઞાતિભોજન કરવા બાબત તદન વિરૂદ્ધ હતો. પણ શું કરે ? અત્યારે આખી નાત સમક્ષ તેનું કાંઇ ચાલતું નહતું. રોષે ભરાયેલા નાતીલાઓ રામજીને નાત બહાર મુકે, અને તેની સાથેનો નાતજાતનો સઘળો વહેવાર બંધ કરે, જીંદગી ભર મહેણાં સાંભળવા પડે. અંતે મોડા વહેલી નાત જમાડયા શિવાય છુટકો નહતો.

આ સમયે રામજીને સુડી વચ્ચે સોપારી જેવો ઘાટ થયો હતો. અત્યારે તેની પાસે નાત જમાડવા માટે પુરતાં પૈસા હતા નહી જો પોતે નાત ન કરે તો નાતના ધારા મુજબ માબાપની આબરૂને એબ લાગતી હતી અને નાત જમાડે તો સામાજીક સુધારાથી વિરૂદ્ધ વર્તન થયું હતું. અંતે રામજીને નાતના કઢંગા રિવાજને અનુસરીને પોતાના વડીલોની અને પોતાની આબરૂ સાચવવા ખાતર પોતાના કાકાની પાછળ થોડું ઘણું દેવું કરીને જ્ઞાતિ ભોજન જમાડવાનું માન્ય કરવું પડયું.

અવસર લઇને બેઠેલા રામજીને ત્યાં સીધું તઇયાર થવા લાગ્યું. નાતના આગેવાન પુરૂષો હાજરા હજુર રહેવા લાગ્યા અને હા જી હા કહેવા લાગ્યાં. સગાં સંબંધીઓ આવવા જવા લાગ્યાં. અવસરને અંગે જુનીપુરાણી સગાઇઓ કાઢી 'ભાઇ ભાઈ' કહેતાં મોં સુકાવા લાગ્યાં. આ સ્વાર્થી જગતના સંબંધીઓ, મીઠાશ વાપરનારા માનવીઓ ફક્ત એક દિવસના મરણ પાછળના જ્ઞાતિ ભોજન અર્થે એકઠા થયા હતા. પણ વાંચકો અત્યારે તો રામજીનું મન જાણતું હતું કે કેટલી વીશાએ સો થતી હશે. જમનારા તો જમી જશે, મીઠું બોલનારા બોલી જશે પણ અત્યાર સુધીની આખી જીંદગાની કમાણી કાઢી, ખુટતાં પઇસાનું કરજ કરી, પોતાના કાકાના મરણ પાછળના એકજ દિવસનો એક ટંકના જ્ઞાતિ ભોજન અર્થે રામજીને તો હંમેશની ભીખ તેના નશીબમાં નિર્માયલી હતી.

ઓ પ્રભુ, ગરીબ બીચારા રામજીની અત્યાર સુધીની મહેનત કરેલી કમાણી મરણ પાછળના જ્ઞાતિભોજન અર્થે ખરચાણી, રામજીને કંગાલ સ્થિતિમાં લાવી સંતુષ્ટ થનારા નાતના દુષ્ટ આગેવાનોને તું કેમ શીક્ષા કરતો નથી ?

બહોળી જ્ઞાતિના રામજીને નાતને માટે રૂપીઆ એકહજારની કલદાર કોથળી છોડવાની હતી. નાતનું સીધું સામાન તૈયાર થઇ ગયું. બીજે દીવસે નાત જમાડવાનો દિવસ નક્કી થયો. રસોઇ તૈયાર થવા લાગી, રામજીના કાકાની નાતનાં નોતરાં ઘેર ઘેર ફરી વળ્યા, સાંજે નાતીલાંઓ જમવા પણ આવ્યાં. જમીને સૌ સૌને ઘેર સીધાવ્યાં, સગાંસંબંધીઓ પણ થોડું કામકાજ કરી જમીને સૌ સૌને ઘેર ગયાં. નાતના આગેવાનો પણ સવારથી સાંજ સુધી નાતના કામમાં ગુંથાવાથી થાકી પાકીને પોત પોતાને ઘેર ગયાં. આ પ્રમાણે રામજીએ પોતાના કાકાના મરણ પાછળ નાત જમાડી અને પોતાની તથા વડીલોની જતી રહેતી આબરૂ પકડી રાખી.

બાપદાદાની આબરૂ સાચવવા ખાતર થોડું કરજ કરી આણેલી રૂપીઆ એકહજારની કોથળીનું એકજ દિવસના એકજ વખતના મરણ પાછળના જમણ માટે બળિદાન અપાયું. ધીક્કાર છે એવા ત્રાસ લેનારા જ્ઞાતિના સ્વાર્થી આગેવાનોને ?

આના બદલે તો રામજીના કાકાની આબરૂ રાખવા એનાથી અડધા અથવા તેની મરજી પડે તેટલા રૂપીઆ કોઇ અનાથઆશ્રમમાં કે કોઇ બોર્ડિંગમાં આપ્યા હોત તો તે વધારે સારૂં કહેવાત. ગામડામાં એવી માન્યતા છે કે જેને પોતાના ઘર ખેતર હોય તેની સ્થિતિ કાંઈક સારી લેખાય છે. રામજીને પણ ઘર તથા વાવવા જેટલું ખેતર તો હતું તેથી તે સારી પંક્તિનો માણુસ ગણાતો હતો. પણ અત્યારે તો તેના નાતીલાઓએ તેની પાસે કરજ કરાવી નાત કરાવી ઘણીજ કફોડી હાલતમાં લાવી મૂકયો હતો. રામજીને નાતનું દેવું ભરવાનું અને પોતાના કુટુંબ કબીલાનું ભરણ પોષણ કરવાનું માથે પડેલું હતું.

અત્યારે રામજીને ચિંતાનો પાર નહતો. અધુરામાં પુરૂં તેની નોકરી પણ જતી રહી. તેથી કુટુંબનું ભરણ પોષણ કરવાનાં સાંસા પડવા લાગ્યા તો દેવું તો કયાંથી ભરાય ? ચારે બાજુથી દુઃખનાં વાદળો રામજીની ઉપર ઘેરાવા લાગ્યાં.

ચિંતામાં ને ચિંતામાં તેનું શરીર સુકાવા લાગ્યું. અને અવળે માર્ગે દોરી, ખોટી આબરૂની ખાતર કરજ કરાવી, નાત કરાવનારા નાતના આગેવાનોને તે ધીક્કારવા લાગ્યો કેઃ—" ઓ અધર્મીઓ, તમે મને શા ફંદમાં ફસાવ્યો ? ઓ જગતના સ્વાર્થીલા, નાતને અવળે માર્ગે દોરનારા આગેવાનો, મારી પાસે કરજ કરાવી નાત કરાવી આ શી કફોડી હાલતમાં લાવી મૂકયો ?

ઓ દુષ્ટો, મારી સારી સ્થિતિમાં હાજીહા કરનારા, હાજરા હજુર રહેનારા, અત્યારે કેમ મારી પાસે આવતા નથી ? મારા જેવા કેટલાએ નિરાધાર માણસોને ચઢાવી તમારા ફંદમાં ફસાવી રઝળતા કરી દીધા છે ? અધમ કાર્યો કરતાં પ્રભુનો ડર રાખો. ગરીબોના નિસાસા લઇ તમે કયે ભવ છુટશો ? તેનો બદલો પ્રભુ તમને કેવો આપશે ? તેનો જરા ખ્યાલ કરો. ભવિષ્યમાં પસ્તાવાનો સમય ન આવે તે માટે તમે તમારી જીંદગીને સુકાર્યમાં હોમતાં શીખો. "

ચિંતામાં ને ચિંતામાં રામજી માંદગીને બિછાને પડયો. દિન પ્રતિદિન વ્યાધિ વધતી ગઇ. પોતાના મરણ પછી પોતાના કુટુંબ પરિવાર વિ. નું શું થશે તેનો તેને ભારે ઉચાટ થવા લાગ્યો. તેના દુઃખનો પાર રહ્યો નહિ. એક દિવસ પથારીમાં સુતાં સુતાં ચિંતાશીલ રામજી ચોધાર આંસુ વહેવડાવતો પોતાની જીંદગીનો પશ્ચાતાપ કરવા લાગ્યો કેઃ—" હે પ્રભુ, તારી કુદરતને પહોંચવા કોઇ શકિતમાન નથી. રાયને રંક બનાવે છે અને રંકને રાય બનાવે છે. ચડતી પડતીના સમયો પણ તું લાવે છે. હસાવે છે તું અને રડાવે છે પણ તું. અત્યારે મારે તારા સિવાય કોઇનો આધાર નથી. આ જીંદગીમાં મ્હેં મારૂં કાંઇપણ સાર્થક કર્યું નહી. સંસાર વહેવારમાં હું લંપટ થઇ તારા નામને છેક ભૂલી ગયો. મારી જીવનદોરી કેટલી હશે તે હું જાણતો નથી. સારાં ખોટાં કર્મો કરી હું તારો બંધનકારક થયો છું તેની તું મને કેવી શિક્ષા કરીશ તે હું જાણતો નથી. સ્વાર્થી જગતમાં ફસાઇ મેં મારી જીંદગી બરબાદ કરી છે. આ જગતમાં જન્મ લઇ અત્યાર સુધીમાં તને ભજવાનો મ્હને લેશ માત્ર પણ વખત મળ્યો નથી. તેનો બદલો તું મને કેવો આપીશ તે હું જાણતો નથી. હે પ્રભુ, તું મને મારી આ અવશેષ જીંદગીમાં તારા નામનું સ્મરણ કરાવી મુક્ત કર. મારાં અઘોર પાપકર્મોની તું મને ક્ષમા આપ. આ ફાની દુનિઆનો હું ઘણો વખત મહેમાન રહું તેમ લાગતું નથી. મને મારાં બાળ બચ્ચાંની અને કુટુંબ પરિવારની ઘણી ચિંતા થયા કરે છે. મારા મરણ પછી તેઓની શી દશા થશે ? તે મને બહુ સાલ્યા કરે છે. મારી હયાતીમાં મારાં સગાંસંબંધીઓ તેઓની ખબર લેતાં નથી તો મારા મરણ બાદની તો આશાજ શી ? અત્યારે મારા શીવાય તેઓને એકે આધાર છે નહીં. તેઓ નોધારાં પડવાના. માટે તું મને આ પ્રપંચી દુનિઆમાંથી તારી પાસે બોલાવે તે પહેલાં હું તને મારાં બાળબચ્ચાંને તારા આશરે સોંપું છું. હે પ્રભુ, તું તેઓ પ્રત્યે કાંઇક દયા બતાવજે. તેઓના દુઃખદ પ્રસંગે વહેતી અશ્રુની ધારાઓ તું લુછીને આશ્વાસન આપજે. "

રામજીની માંદગી દિનપ્રતિદિન વધવા લાગી. પથારીમાંથી પણ ઉઠવાની શકિત રહી નહી. શરીરનાં સંઘળાં અંગો અશકત થઇ ગયાં. બચવાનાં અનેક ફાંફા માર્યા પણ નિર્થક. તેની તથા તેનાં છોકરાં તેની પાસેજ બેસી રહેતાં. પોતાનું ભરણ પોષણ કરનાર રાજીની ભયંકર માંદગી જોઇ વારંવર ઘણું કલ્પાંત કરતાં. પણ શું કરે ? પ્રભુ આગળ કોઇનું ચાલતું નથી. સગાંસંબંધીઓ શરમના માર્યા જતાં આવતાં હતા. એક દિવસ રામજીની માંદગી વધુ ભયંકર થવાથી તેઓ રોકાયાં. તેન બચવાનાં કીરણો રૂપી આશાઓ અસ્ત થઇ તેનાં પશ્ચાતાપનો પાર રહ્યો નહી. તેનાં જીવનની છુંકી ઘડીઓ ગણાવા લાગી. અને અંતે તેનો જીવન દીપક બુઝાઇ ગયો. તેના જીવન દીપકના બુઝાતાં પહેલાં તેણે નીચેનો પ્રશ્ચાતાપ કર્યો:

## રામજીનો મર્ણાંત પ્રશ્ચાતાપ.

હું જાણતો તો છતાં, ઘેરાઈ ગયો તુજ પાશમાં,<br>
મમ આશ પુરી નવ થઇ, સંસાર સર્વ વિલાસતાં. ૧

સંસાર તારા મોહમા, મમ ભાનને ભુલી ગયો,<br>
વળી જીવન સઘળું વહી ગયું, જીવ્યો ન જીવ્યો હું થયો. ૨

મુજ આત્મ રખડી રેણીમાં એકેથી બીજે સંચરી,<br>
પણ આત્મ સાર્થક ના જડયું, જેથી ન બેઠો હું ઠરી. ૩

મરતી વખત પ્રભુ જીવન આ, મમ આંખ આગળ આ રહ્યું<br>
રસમય વગરનું જોઇને, મમ હૃદયઉંચુ રહ્યું. ૪

સંસાર તારા મોહમાં, વશમાં પડી ખોયું બધું,<br>
મમ કામ પુરૂં નવ થયું, જીવ્યાનું સાર્થક શું રહ્યું. ૫

સંસારના વહાલાં સગાં માન્યા હતા જે માહરાં,<br>
તે સર્વે અગમ છે ઉભાં, કોઈ ન કામે આવીઆં ૬

રે રે સગાં નવ કોઇએ, તે તે વળી એ તું પ્રિયા,<br>
રહી પાસમાં બહુ પ્રેમથી, જે છેવટે દીધા દગા. ૭

મહારી પ્રિયા કયાંથી થઇશ, જ્યાં ખાપીઉં મારૂં નથી,<br>
શું ખોળીઉં ઓઢ્યું હતું, સગપણ વિશે તું કયાયથી. ૮

રે રે હવે હું જાઉ છું, મમ આશ આ સર્વે તજી,<br>
દુનિઆતણાં વહેવારને, છેલ્લા પ્રણામો આદરી. ૯

રામજીનો આત્મા ખોળીઉં છોડી બીજી દુનિઆને માર્ગે પડયો. કુલોદ્ધારક, કુળદીપક રામજીને પ્રભુએ અકાળે છીનવી લીધો. પોતાના કુટુંબ પરિવારની ચિંતાથી રહીત થઇ, પશેડો તાણી લાંબો થઈ ભુમી ઉપર ઘોર નિદ્રાને આધીન થયો. કોણે જીવનમાં એક ઘારૂં સુખ ભોગવ્યું છે ? દુનિઆ ભલે સ્વર્ગ કે નર્કને મૃત્યુદ્વાર ઓળંગ્યા પછીના સ્થાનો ગણે છે પણ એ બંન્નેજ આ પૃથ્વી પર આપણા જીવનમાંજ છે. મૃત્યુ પછી નહી.

રામજીનું ઘર સુનું સુનું નિસ્તજ અને ઉદાસ દેખાતું હતું. મહોલ્લાના કુતરાં કઠોર સાદે રડતાં હતા. બાયડીઓ અને ભાયડાઓ ટોળે મળી એટલે બેઠાં હતાં. માણુસો ડાઘુના વેશે કોઇ રડતાં હતાં તથા કોઇ ભારે દીલગીરીમાં ગરકાવ થયાં હતાં. તેનાં બાપના સમયના જુના મિત્રો તેનાં સગાં કહેવડાવનારા તેની ઓળખાણુમાં આબરૂ માનનારા. તેના બારણે રોજ જોડાં ફાડનારા, તેને બાપુજી બાપુજી કહેનારા......આ સઘળાઓમાંથી કોઇ ત્યાં નહતું. જેમ પાણી સુકાયા પછી જળચરો બીજે જાય છે; જુવાર કપાયા પછી હઇઆં બીજે ઠેકાણે ઉડી જાય છે, તેમ તે લીલા વતના સુડા ઉગતા સુરજને પુજનારા, આવતાના બોલબાલા કહેનારા અને જતાંનું મોં કાળું કહેનારા આ વખતે રામજીને ઘેર ફરકયાજ નહી.

વાંચકવૃંદ, સ્વાર્થી જગતનું સંપૂર્ણ દીગદર્શન કરાવી, મૃત્યુને આલિંગન આપી અમર ણાને પામેલા રામજીની દીલગીરી રૂપે આ લેખની કલમની શકિત આગળ વધતી અટકાવી સંપૂર્ણ કરવામાં આવે છે. આપ તેનો ધડો લઇ તમારી જીંદગીને કુટુંબના, જ્ઞાતિના તેમજ દેશનાં સુકાર્ય કરવામાં અર્પણ કરો. પ્રભુએ અર્પણ કરેલી અમૂલ્ય જીંદગીનો સદુપયોગ કરો. નામ તેનો નાશ નક્કી છે. જન્મ તેનું મરણ નિર્મીત છે. આપણે જન્મ ધારણ ધર્યો ત્યારે શું સાથે લાવ્યા હતા ? અને મરી જઇશું ત્યારે શું સાથે લઇ જવાના છીએ ? ફકત સારી ખોટી વાણી, પાપ અને પુન્યરૂપી ભાથુ આપણી સાથે આવશે. બાળક મટી યુવાન થશો, યુવાન મટી વૃદ્ધત્વને પામશો. કાલની આજ થશે, આજની કાલ થશે. વરસો વીતશે, સૈકા વીતશે, યુગો વીતશે, અંતે નામ તેનો નાશ તો તેજ. તો યુવાનો; તમે સુકાર્ય કરવાની ધગશ આગળ કયારે ધપાવશો ? આજે થશે; કાલે થશે એમ કરી કયાં સુધી ગુંચણાં ગુથશો ? જુઓ ૧૯૮૭ ની સાલની આસો માસની અમાસની મધ્યરાત્રી આપણુને ૧૯૮૮ની સાલનું દીગદર્શન કરાવી સોડ તાણી ઘોર નિંદ્રામાં સુતી. શું વાંચકો તમે ફરીથી ૧૯૮૭ની સાલને નિરખવાને શકિતમાન થશો ? નહીંજ. તો બંધુઓ તમે તમારી જીંદગીને જ્ઞાતિનાં સુકાર્યમાં કરવાની ધગશ અંતરમાં ધરી તમારી જ્ઞાતિને ઉન્નતિમાં લાવવા સખત પ્રયાસ આદરો. પ્રભુ તમને સંપૂર્ણ બળ અર્પણ કરો અને હું પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરૂં છું. લી૦

**મણીલાલ છગનલાલ પટેલનાં સ્નેહવંદન.**

—(૦)—

# ખેડુતની ખરાબી.

વાંચકો, નવું કહેવાનું નથી. ભારત રહયો રહયો સ્વતંત્રતાનો દમ લે છે. જીવનથી ઝળકતી જ્યોતી નીચોવાઇ ગઇ. આનંદના સ્થાન એશઆરામે લીધા. સ્વમાનના માળાં જમીનદોસ્ત બન્યાં, ધનને ઢગલે બેસનાર નીતિને નેવે મુકી ચોમેર વલખાં મારતો થયો. કાળને થાપ મારે એવો મહાન જ્વાળામુખી જગતભરમાં ફાટી નીકળ્યો. આપખુદીના અમરપટા ધારીઓએ અખતરા અજમાવ્યા. હુન્નર ઉદ્યોગ હાથના કાંડા કપાઈ ગયે નષ્ટ પામ્યા. તેવા કાળચક્રના ઘસારામાં ફસાઇ પડેલા ખેડુતની સ્થિતિ વિષે આપણે અનુભવ લઇએ.

તમે ને હું ખેડુત મા બાપના સંતાનો છીએ. આપ આપણા ધંધાથી અજાણ નહીં હો. છતાં મારે કહેવું જોઇએ કે આપણો મુળધંધો ખેતીવાડીનો છે. આ ધરતી ઉપર જો કોઇને છાતી કાઢી ચાલવાનો અધિકાર હોય તો તે ધરતીમાંથી ધન ધાન્ય પેદા કરનાર ખેડુતનેજ છે. કહેવત છે કે:—

" કણબી કેડે કોડ, કણબી કોઈ કેડે નહી,
એ ખેડુત તું ખરે, જગતનો તાત ગણાયો. "

એ વચન આપણે અક્ષરશઃ સત્ય માનીએ છીએ. સૃષ્ટિમાં ખરો પેદા કરનાર વર્ગ ખેડુત અને મજુર વર્ગ છે. બાકીના બધા ખેડુત અને મજુર પર જીવે છે. આ ધન ધાન્ય ઉત્પન્ન કરનારની સ્થિતિ સૌથી ઉત્તમ હોવી જોઇએ, તેને બદલે હાલમાં અધમ સ્થિતિ ભોગવી રહેલા છે. આખું જગત ઉપર નિર્વાહ ચલાવે છે. દીવસે દીવસે ખેડુતની સ્થિતિ ખરાબ થતી જાય છે. તેનું શું કારણ ? અસલ ખેડુતના ઘેરઘેર દાણાથી કોઠીઓ ભરપુર રહેતી. ઢોર ઢાંખર ખુબ હતાં, દુધ, ઘી અને દહીં વિ. સારી રીતે મળતાં, સારા પાક ઉત્પન્ન કરી શકતા હતા, ટકાઉ વસ્ત્રો શરીર ઉપર ઠીક હતાં. મોંઘવારીનું તો નામજ નહોતું. હાલના સમય જેટલા મોજ શોખ નહોતા. સાદું જીવન ગુજારતા તેથી તેઓ ઘણા સુખી હતા. પણ જ્યારથી પરદેશીઓ સાથે હિંદનો સંબંધ દિવસે દિવસે વધતો ગયો તેમ તેમ ખેડુતો આળસુ થતા ગયા, નિરૂદ્યમી બની ગયા અને કફોડી સ્થિતિના ભોગ થઇ પડયા. તેમના સહવાસમાં ફસાયા. તેમનું ખોટું અનુકરણ કરતાં શીખ્યા. ત્યારથી ધન માલ આગબોટ ઉપર ચઢી પરદેશ ચાલવા માંડયો. હજુ જો આપણે એશઆરામમાં નિંદ્રાને આધીન થઈશું તો આપણી ભુમીનાં આંતરડાં ખોદીને રેલમાં ચઢાવી પોતાના દેશ લઇ જશે અને આપણને ભિખારી બનાવી મુકશે. હિંદુસ્તાનમાં પ્રજાનો ૮૦ ટકા ઉપરનો ભાગ ખેડુતો છે અને ખેતીવાડીના ધંધામાં પડેલો છે. આટલી સખત મહેનત કરવા છતાં ખેડુતને મોંઘવારી સહન કરવી પડે છે, અને કંગાળ સ્થિતિ ભોગવવી પડે છે. પરદેશીઓના સહવાસથી ખેડુતો એકલા નહી પણ આપણે બીકણ, બળહીન, પરાધીન બની ગયા. મારતે-મીયાંના પૂજનારા થઇ ગયા. આપણા ધન ધાન્યના કોથળા પૈસા ઘડવાની લાલચે પરદેશ તણાયા, ભેંસોનું દુધ ઉત્પન્ન કરી પોતાનાં બાળબચ્ચાંને દુધ અને ઘી વિના ટળવળતાં મુકી, મહેનત કરવાની આળશે ડેરીઓમાં ભરી પૈસા લઇ, માખણ વિલાયત મોકલાવવા લાગ્યા.

રૂમાં સારો પાક ઉત્પન્ન કરી, સુતર કાંતી વગર ખરચે લુગડાં તઈયાર કરવામાં મહેનત પડે તેથી રૂની ગાંસડીઓ બંધાવી પરદેશીઓને પહોંચાડયું. ખેડુતોને આ પ્રમાણે લોભનો થોભ ન રહ્યો. વગર મહેનતે પઇસો મળવા લાગ્યો પણ સારાંશમાં તેઓને ખોટજ માલમ પડી. પરદેશીઓ થોડી કીંમત આપી માલ લઈ જતા અને લઇ જાય છે અને તેજ માલની તેઓ પાસેનીજ વધારે કીંમત ઉપજાવવા લાગ્યો અને ઉપજાવે છે. આથી ખેડુતોની ખરાબી થઇ. વધારામાં વરસાદ જરા અનિયમિત આવવા લાગ્યો; ખેડુતો તનતોડ મહેનત કરે પણ અનાજ પાકે નહી, કદાચ થોડું ઘણું પાકે કે ન પાકે પણ સરકારની વિઘોટી ભરવાની માથે પડી હોય. તે વીઘોટી ભરવા સારૂ અનાજ વેચ્યું, ખાવાના દુધ, ઘી અને માંખણ વેચ્યાં, ઢોર વેચ્યાં. વલોણા કાઢી નાખ્યાં દુધ ડેરીઓમાં ભરી આવી આમંથી તેમથી પઇસા ભેગા કરી સરકારની વિઘોટી ભરી, એટલે ખેડુત વધારે કંગાલ થતો ગયો. બંધુઓ, તમે કોઇ ખેડુતને તેની સ્થિતિનું વર્ણન પુછશો ત્યારે સોમણ દાણા પાક્યા અને વીસમણ કપાસ થયો અને થોડું ઘણું પરચુરણ અનાજ પાક્યું તે ગયું ક્યાં ? ગરીબ ખેડુત જવાબ આપશે કે સરકારને વીઘોટી ભરી, શાહુકારને આપ્યું, છોકરી સાસરે વળાવી તેમ સારૂ નાતના રીવાજ મુજબ લુગડાં લીધાં; એક છત્રી લાવ્યો, ચ્હાનો ડબ્બો લાવ્યો, ઘાસતેલનો ડબ્બો લીધો, લુગડાં મુંકવા ટ્રંક લીધી. છોકરો માંદો પડયો તો તેથી વિલાયતી દવાની શીશીઓ લાવ્યો, સગે વહાલે મળવા ગયો તેના રેલ ભાડામાં ગયા અને બાકીનું રહ્યું તે વેચવા અને ખરીદવામાં લુટાયો. આ બધુંએ ગયું. અત્યારે કોઠીઓ ખાલી છે. તમારા જેવાના મણ દાણા ઉછીના લાવીશું ત્યારે ખાઇશું. અને એક ઢોર દુઝણું છે તેનું દુધ વેચી જે રોકડ આવશે તેમાંથી પરચુરણ ખર્ચ નીભાવશું.

આ પ્રમાણે ખેડુત દેવાનો દાસ રહે છે અને કંગાલ સ્થિતિનું તેને જરાએ ભાન રહેતું નથી.

ખેડુતની પાસે જમીન હોય, તેની પાછળ બળદ રાખતો હોય, ભેંશ રાખતો હોય, ઢોરની સાથે ઢોર થતો હોય, ખાતર પુંજા કરતો હોય, વરસાદમાં ઘુંટણસમાં પાણીમાં વીંછીઓ વચ્ચે હાથ ઘાલીને તે અનાજની રોપણી કરે , તેમાંથી ખાવાનું ધાન પકવે, દેવું કરીને બી લાવે તેમાંથી થોડો કપાસ થાય તે પોતે બૈરી છોકરાં સાથે લઇને વીણે ગાડીમાં ઘાલીને વેચી આવે, આટલું કરીને પાંચ પચીસ રૂપીઆ તે મેળવે તેના ઉપર પણ સરકારનો લાગો. આવા અનેક જાતનાં સંકટો ખેડુતોને પરદેશીઓનો પગ પેસારાથી ભોગવવા પડે છે. જેથી તેઓ તેમનું પહેલાનું સાદું અને સુખમય જીવન ભુલી ગયા છે.

આવી દુ:ખદ સ્થિતિમાંથી બહાર નીકળવા દરેક ખેડુત ભાઈની ફરજ છે કે:- પોતે સાદું જીવન ગાળતા શીખવું જોઇએ, પોતાની જમીનને ખાતર પુંજે નાખી બરાબર કેળવવી જોઇએ, ચોમાસાની ઋતુમાં બીની વાવણી કરી સખત મહેનત ઉઠાવી હળ ખેડવું જોઇએ. ખેતીની મોસમમાં ખેડુતે ખેતરમાંજ ઘર બાંધીને રહેવું જોઇએ, ઢોર ઢાંખરને પેટ પુરતો ઘાસચારો આપી સારી માવજત કરી દુઝાળાં બનાવવાં જોઇએ. તે દુધમાંથી દહીં, ઘી, છાશ, વી. પોતાનાજ ઉપયોગમાં લેવા જોઇએ નહીં કે ડેરીમાં ભરી, પઇસો ઘડી લેવાનો લોભ રાખવો જોઇએ.

આપજ નજરે જોઈ શકો છો કે જે ખેડુતો ડેરીમાં દુધ ભરી પઇસા ઘડે છે તેનાં શરીર કેવા ખરાબ, બળ અને તેજ વિનાના હોય છે. ભાઇઓ, ડેરીમાં દુધ ભરવાથી તો

તમે તમારૂં બળ અને કાંતિ પરદેશીઓને કૃષ્ણાપર્ણું કર્યાં તેમાં તમારૂં શું વળ્યું ? વળી જે કપાસનું રૂ ઉત્પન્ન થાય તે પોતાનાજ ઉપયોગમાં વાપરવું. રૂ પણ અનાજના જેવું ઉપયોગી છે. તે રૂનું સુતર કાંતી, વણાવી શરીર ઢાંકવા ફુરસદના વખતમાં વસ્ત્રો તઇયાર કરવાના ઉપયોગમાં લેવું પણ પરદેશીઓને તે રૂની તળાઇઓમાં સુવા તો નજ આપવું, સો વર્ષ પહેલાં આપણી કરોડો માતાઓ રૂ પરદેશ નહીં વેચતાં પોતાના દેશમાં રાખી સુતર કાંતતી હતી. ઘેર ઘેર રેંટીઆ તથા વણવાની શાળો હતી, અને પોતાને હાથેજ લુગડાં વણી પહેરતાં હતાં, તેના હજારો ભાઇઓ અને બ્હેનોનો નિર્વાહ ચાલતો હતો. સુતર કાંતવું અને કાપડ વણાવવું એ ખેડુત ભાઇનો પુરાતન ખાનદાનીનો ધંધો ગણાય છે. તે કામ ઘણું સહેલું છે તેમાં બળની જરૂર નથી. હું આપની દ્રષ્ટિ સમક્ષ એક ખેડુત કુકુંબનું વર્ણન કડું કરૂં છું તેના ઉપરથી કાંઇક ખ્યાલ કરો.

સુરતમાં એક પાટીદારનું દસ બાર માણસનું વસતારી કુટુંબ છે. તેઓની પાસે પચીસ વીઘાં જમીન છે. તેઓ એક પાઇ ખર્ચ કર્યા વગર પોતાનું ગુજરાન ચલાવે છે. તેઓ ચોમાસાની રૂતુમાં તનતોડ શ્રમ ઉઠાવી અનાજ ઉત્પન્ન કરે છે અને બાર માસ ચાલે તેટલા જુવાર બાજરી કઠોર વી. પોતાના કોઠારમાં સંઘરી રાખે છે. બીજું તેઓ કપાસનું વાવેતર કરે છે તેમાંથી જે રૂ ઉત્પન્ન થાય છે તે નહીં વેચતાં, જ્યારે ખેતીવાડીનના કામમાંથી પરવારી જેઇ પાક સમેટી લે છે ત્યારે ફુરસદના વખતમાં પોતાની મેળેજ સુતર કાંતી લુગડાં વણી તઇયાર કરી આખુ કુટુંબ પહેરે છે. વળી ઢોર ઢાંખરની સારી માવજત કરી દુધ દહીં, ઘી, છાશ વિ. ઉત્પન્ન કરી પોતાનાજ ખાવાના ઉપયોગમાં લે છે. ખેતરમાં કુવાને અંગે બારે માસ વાવેતર ચાલુ રાખે અને સદાય ખેતરમાં રહી સાદું અને સુખમય જીવન ગુજારે છે.

આ પ્રમાણે આખું બહોળું કુટુંબ પચીસ વીઘાની જમીન જાગીર ઉપર વગર ખરચે નિર્વાહ ચલાવી રહ્યું છે.

ઓ ખેડુત ભાઇઓ, ઉપરના દ્રષ્ટાંતનું અનુકરણ કરો, કમર કસો તમારા ખેતીવાડીના ધંધાને આગળ ધપાવો, સાદું જીવન ગાળતાં શીખો, સાહસિક અને ઉદ્યોગી બનો, પરદેશ જતો તમારો પઇસો, ધન ધાન્યને અટકાવો. તોજ તમે સુખી અને આબાદ થશો. પ્રભુ તમારૂં શ્રેય જરૂર કરશે. એજ. લી.

મણીલાલ છગનલાલ પટેલ.



# શ્રી વડનગરા કણબી હીત વર્ધક સભા અને તેનું બોર્ડીંગ હાઉસ.

ભાઇઓ આપણી જ્ઞાતિમાં છવીસ વર્ષથી શ્રી વડનગરા કણબી હીત વર્ધક સભાના નામની એક સંસ્થા ચાલે છે તેનાથી કોઇ અજાણ્યુ નથી. તે સંસ્થાનો આપણે જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછોછે. આપણી અંધકાર, અજ્ઞાન, વહેમ અને જુની પુરાણી રૂઢી બંધનોમાં સડતી જ્ઞાતિમાં તે સંસ્થાએ જે કંઇ થોડો ઘણો પણ કેળવણીનો પ્રકાશ ફેંકયો છે. તે કંઈ નાની સુની વાત નથી, આપણી જ્ઞાતિમાં જે કંઇ થોડી પણ કેળવની દેખાય છે, તેના બીજ વાવનાર આપણી હીત વર્ધક સભા છે. હીત વર્ધક સભાને આપણી જ્ઞાતિના શુદ્ર અને ટુંકા વિચારના આગેવાનોને લીધે ઘણી વખત કટોકટીના મામલામાંથી પસાર થવું પડયું હતું અને હજુપણ થવું પડે છે.

આ બધાં કટોકટીના મામલામાંથી સહીસલામત રીતે આ સંસ્થાને ચલાવનારા બુદ્ધિશાળી રાંચાલકોને ધન્યવાદ આપવો ઘટે છે.

જ્યારે આખા દેશમાં ઘણી ખરી જ્ઞાતિમાં એક બીજા તડો તોડી પાડી. જ્ઞાતિને વિશાળ બનાવવાના પ્રયત્નો થાય છે, ત્યારે આપણી જ્ઞાતિના આગેવાનો, અને આપણા હીતચીંતકો, જ્ઞાતિમાં કયે રસ્તે અને કેવી રીતે કુસુંપ થાય અને ભાગલા પડે તે રસ્તાઓ શોધવામાં પોતાની આ અમુલ્ય જીંદગીનો ઉપયોગ કરે છે, અને ઘણાએ કર્યો પણ છે.

કમનસીબે તો એ છે કે આપણે બધા જરાપણ વિચાર કર્યા વગર, એક બે જ્ઞાતિના આગેવાનો કરે છે. તે કબુલ કરીએ છીએ, પછી ભલે તેમનું કરેલું કામ ખરૂં હોય કે ખોટું હોય, આપણા થોડા સદભાગ્યે આપણી જ્ઞાતિમાં જે થોડા ઘણા રડયા ખર્યા બુદ્ધિશાળી પુરૂષો છે. તેમને લીધે આપણી હીત વર્ધક સભા ટકી રહી છે, અને ટકી રહેશે. એ ચોક્કસ વાત છે.

હીત વર્ધક સભાનું તો પ્રથમ પ્રશંસનીય કામ તો તેમણે વડનગરમાં સ્થાપેલું બોર્ડીંગ હાઉસ છે. તેની અંદર જ્ઞાતિના નિરાધાર અને અનાથ બાળકો રહે છે, અને કેળવણી લે છે.

આ બોર્ડીંગ હાઉસને તોડી પાડવા માટે ઘણાએ વિઘ્ન સંતોષી માણસો છે. પણ આપણા સદભાગ્યે અને પ્રભુ કૃપાથી તેઓ તેમની આવી બુરી ભાવનાને પાર પાડી શકતા નથી.

તેમાં નિરાધાર બાળકો રહે છે, અને ભણીગણી તઇયાર થઇ, પોતાના કુટુમ્બનું ભરણ પોષણ કરવાને શક્તિમાન થાય છે.

આવી સારી વાત આપણામાંના કેટલાક વિઘ્ન સંતોષી ભાઇઓને અરે અદેખાઓને ગમતી નથી, તેઓ કહે છે કે "પારકા છોકરા ભણે તેમાં અમારૂં શું થયું ? ભણી ગણીને તેજ છોકરાઓ અમારી સામે થાય છે."

પણ તેઓને ખબર નથી કે આપણી જ્ઞાતિનો છોકરો આપણોજ ભાઈ છે; કોઈ દિવસ પારકાનું ભલું દેખી નહી બળતાં રાજી થવામાંજ ફાયદો છે.

છોકરો ભણી ગણી સારૂં ખોટું સમજતાં એટલે તે જ્ઞાતિના આગેવાનોના ખોટા કર્મોમાં સંમતિ આપે નહી, અને તેની વિરૂદ્ધ પડે આ વાત તેમને ગમતી નથી.

જ્ઞાતિના વિગ્ન સંતોષી લોકો ખચીત યાદ રાખજો કે હીત વર્ધક સભા જે પ્રમાણે ચાલે છે. તેના કરતાં ભવીષ્યમાં સારી રીતે ચાલશે અને બોડીંગનો ઉપયોગ ઘણાએ જ્ઞાતિના અનાથ બાળકોએ લીધો છે, લે છે, અને ભવિષ્યમાં પણ લેશે એ વાત નિર્વીવાત છે, તેઓ કેળવાશે અને ખોટું પારખી તમારા ખરાબ અને દુષ્ટ રિવાજોને તોડી પાડવા પ્રયત્નો કરશે, અને ઈશ્વર તેમનાં સત્યના કામમાં જરૂરા જરૂર મદદ કરશે અને અમે પ્રભુ પ્રત્યે જ્ઞાતિનો ઉદય જોવાની ઇચ્છા ધરાવનાર દરેક પુરૂષ હીતવર્ધક સભાના મેમ્બર બને, અને બીજા કામોમાં પણ તન, મન અને યથાશકિત મદદ કરે.

જ્ઞાતિમા બીજા એવા અનેક મંડળો સ્થપાય એવી અમારી અંતિમ અભિલાષા છે.

વ. પા યુ. સંઘ.



## રા. રા. માનચંદદાસ કુબેરદાસ પટેલ



આપણી જ્ઞાતિની અંદર શ્રી. વડનગરા કણબી હિત વર્ધક સભા અને તેના બોર્ડિંગ હાઉસને હર ઘડી ધનની છુટે હાથે મદદ કરી છે, અને કર્યે જાય છે. તેઓશ્રી સભાએ સ્થાપેલા બોર્ડીંગ હાઉસના ઉપપ્રમુખ છે.

આપણે શ્રી. વ. ક. હી. સભાના બોર્ડીંગ હાઉસનું સરવૈયું જોઇશું તો માલુમ પડશે કે એક બાજુ તેઓના ટ્રસ્ટ ફંડો અને બીજી બાજુ બધા ટ્રસ્ટ ફંડો આવે છે.

જ્યારે જ્યારે વડનગરમાં કોઈ પરોપકારનું કામ ઉપાડવામાં આવે છે ત્યારે ત્યારે તેઓ તેમનાથી બનતી મદદ આપવા ચુકતા નથી.

ખરૂં કહીએ તો તેમના પિતાશ્રી અને તેમની ઉદાર સખાવતોથીજ આ બોડીંગ હાઉસનું ખર્ચ નભતું આવ્યું છે અને આવે છે.

ધન્ય છે તેમની શ્રીમંતાઇને અને ધન્ય છે તેમના જેવા શ્રીમંતોને કે જેમના પૈસા સારા કામમાં, લોક હીતાર્થે વપરાય છે. તેઓ મુંબાઇના એક નિપુણ વ્યાપારી છે અને પ્રખ્યાત દલાલ છે. પ્રભુ આપણી જ્ઞાતિના બીજા શ્રીમંતોને જ્ઞાતિ હિતના અને લોકહિતના કામમાં ધનની મદદ કરવાને પ્રેરણા કરે એવી અમારી નમ્ર વિનંતી છે. એજ

લી૦ વ. પા. યુ. સંઘ.



# આપણી લગ્ન રૂઢિ, તેમાં થવો જોઈતો સુધારો અને લગ્ન પછીની સ્થિતિ

આર્ય ધર્મની શાસ્ત્રદ્રષ્ટિથી ચાલી આવતી લગ્નની પવિત્ર ગાંઠ બાંધવી આપણે અનુભવી માતા પિતાના હાથમાં રાખી છે. કેટલાક એ પરણનારના હાથમાં રાખે છે. સારૂં કર્યું અને નરસું કર્યું તે નક્કી કરવું સહેલું નથી. જુવાનીના તોરમાં છકી જઈ આપણે કદાચ ખોટો રસ્તો લઇએ, માટે આપણે એ વાત યુવાનોના હાથમાં નથી રાખી. પસંદગીમાં જેટલી ભૂલ તેટલી માતા પિતાની ખામી. જાણી જોઇ જે પોતાના પૂત્રને યા પૂત્રીને કુવામાં નાંખે તો દોષ તેમને શિર, પછી યુગલને તે જન્મ સુધી સહેવું પડે છે, પણ તેથી રૂઢિની ભૂલ કહેવાય નહી. અજ્ઞાન માતા પિતાઓજ આવી ભૂલ કરે છે, સમજુ જવલ્લેજ ખાડામાં પડે છે. લગ્ન પછી એ બંધન આપણે તોડી શકતા નથી. માટે વિચાર પહેલેથી કરવો જરૂરનો છે. કેટલાક તો પોતાનું સારૂં નહોય તો પણ સુધારી લે છે, સંતોષ વડે નિભાવી લે છે. પસંદગી યુવાનોના પોતાના હાથમાં હોય ત્યાં તેમની જીંદગી આપણાં કરતાં ખાસ સુખી હોતી નથી, તે પણ જાણીતી વાત છે. પ્રથમ પુરૂષ સ્ત્રી પાછળ ઘેલા થાય છે, તેની આસપાસ ભમ્યાં કરે છે, તેને રાજી કરવા મથે છે, તે નચાવે તેમ નાચે છે. લોકોની ટીકાને પાત્ર થવામાં સ્ત્રી તથા તેનાં કુટુંબીઓ મોજ માણે છે. બે ત્રણ હરીફ હોય છે તો સ્ત્રી કળી જાય છે અને થોડોક વખત સર્વોપરી સત્તા ભોગવે છે. એકને હાથ તાળી આપી બીજાની પાછળ ભમે છે. નિર્ભાગીની સ્થિતિ, વાંચનાર પોતેજ કલ્પી લે તે વધારે સારૂં બીજી જગાએ તે પાસો નાંખે છે. છતાં ઈર્ષાનું મુળ નંખાય છે, અને તે મરણ પર્યંત વિસરાતું નથી. જે ફાવે છે તેના પણ પાછળથી રડાકુટાજ હોય છે. મોહ થોડા વખતમાં કમી થતો જાય છે. ઉડી જાય છે. પાછળથી ઘણો ભાગ પસ્તાય છે. મહાકવિ શેકસપિઅરે પોતાના સમાજનાં ઘણાં દ્રષ્ટાંતો અનુભવ્યાંથી લખ્યું છે.

" Meu are April when they woo, December when they wed maids are may when they are maids. but the sky changes when they are wiers. "

(પુરૂષો સંવનન સમયે વસન્ત જેવા હોય છે પણ લગ્ન પછી શિશિર સમા થઈ જાય છે. સ્ત્રીનો પ્રેમ કન્યાવસ્થામાં ગ્રીષ્મના નિર્મળ આકાશ જેવો હોય છે પણ પત્નિ થયા પછી આકાશ બદલાઇ જાય છે.)

હાથે કરી પોતાનો પગમાં કુહાડો મારનાર મુગો બેસી રહે છે. ગાલમાં તમાચો મારી મોં લાલ રાખે છે પણ અંદરખાનેથી જોતાં સંસાર સુખી નથી હોતો, તે ઉંડી દ્રષ્ટિથી જોનારને જણાઈ આવે છે. કેટલાક તો લગ્નની ગાંઠ તે દોરીની ગાંઠ સમજીને તોડવા તૈયાર થાય છે. જ્યાં લગ્નની પવિત્ર ગાંઠ તોડવામાં વાંધો ન ગણાતો હોય ત્યાં પરિક્ષા કરવામાં ચોક્કસ ન રહેવાય એ સ્વભાવિક છે. બનતી ન આવી તો છુટા છેડાનો વરઘોડો કોર્ટે ચઢે છે, તથા ફજેતી થાય છે. અનેક જાતનાં તેમાં જુઠાં સાચાં કરવાં પડે

છે. માતા પિતાનું અનુમોદન લેવાનું રાખ્યું છે તે એટલાજ વાસ્તે, કે જુવાન જોડું જુવાનીના તોરમાં ગમે તેમ પગલું ન ભરે. પણ એ અનુમોદન ઉપર ટપકાનું થઇ પડયું છે. તેઓ ના પાડી શકતા નથી યા પાડતાં નથી. ના પાડે છે તો ઓરજ રસ્તો લેવાય છે.

આપણે સુધારો કરવાનો તે એટલોજ કે બહુ નાનપણમાં વિવાહ કરવો નહી જેથી પરિક્ષા કરવાની સગવડ વધે. બન્ને વચ્ચે આઠ નવ વર્ષનો ફેર રાખવો. કુળ, વય અને વિદ્યા એ બરાબર ધ્યાનમાં લીધા હોય તો દુઃખી થવાનો સંભવ ઓછો રહે છે. પૈસોજ દેખી, ગમે તેમ ચોકઠું બેસાડી, છતી આંખે દીકરીઓને કુવામાં નાંખવી નહી. પાત્ર સારૂં હોય છે તો પસ્તાવાનું ક્વચિતજ થાય છે. કન્યા વિવાહ થતાંજ વરઘેલી થાય છે. મોટાની મર્યાદા પાવતું જોડું પારકું પોતાનું કરતાં શીખે છે, મન ઉપર અંકુશ રાખતાં જાણે છે. તેમની લજ્જામાં પ્રેમ વસેલો હોય છે. ધીરે ધીરે તે વધે છે, અને અંતે તે સુખી થાય છે. ઘણો ભાગ તો લગ્નથી સુખી થાય છે. સાસરે ગયા પછી કન્યા દુઃખી થાય, તેમાં ભુલ બે જણ તરફથી થવાનો સંભવ વધારે રહે છે. સાસુની યા પતિની કમ આવડત યા ભુલ થતાં તે ગળી જવી એ તો કોઇનેજ ખબર નથી. કુમળા છોડપર પ્રહાર કરીએ તો તેનો સાચો વિકાસ અશકય થઇ પડે. સમજાવી પટાવી કામ લેવાનું હોય તો સંસાર સુખી નિવડયા વિના રહેજ નહી. પીએર લાડમાં ઉછરેલી બાળકીને જ્યારે ચોપાસ રાક્ષસી સૃષ્ટિનું દર્શન થાય, ત્યારે તે પણ તેવોજ ગુણ ગ્રહણ કરે. સાસુ કદાચ બૈરાં બુદ્ધિથી કામ લેતી હોય, અને પતિને માતા આગળ આમન્યા રાખવી હોય, તો પણ પોતાની સ્ત્રીને તો તેણે આશ્વાસન આપવુંજ જોઇએ. સાસુની જેમ બને તેમ મરજી ઉઠાવવા અને તે અકળાય યા કસુર કાઢે તો પણ તેને જાતે ન અકળાવવા સુચવવું. આને બદલે પતિ જો સ્ત્રીનો પક્ષ લઇ માને કહેવા ગયો, તો તો દરરોજ જાદવા સ્થળી. કેમકે સ્ત્રી, કોઇ પણ માણસ બીજી સ્ત્રીનો પક્ષ લે તે સહન કરી શકતી નથી. કજાત હોય તો પુત્રને અને તેની વહુને બંનેને માતા નયનેજાં પાણી ઉતેરાવે છે. તેમ ના હોય, તો ભાઇ તો હવે વહુના થઇ ગયા એમ લોકોમાં વાતો કરે. ત્રાજવું પતિએ પોતાના હાથમાં રાખવું. કોઇ તરફ જરા વધારે નમ્યો કે ભોગજ સમજી લેવા. સ્ત્રી કલંક હોય, તો પતિ તેની તરફેણમાં હોવાથી સાસુને જંપવા ના દે. સાસુ તથા પતિ બન્ને તરફથી દુઃખ ખમવાનું આવ્યું, તો વહુનો સંસાર દુઃખીજ નિવડવાનો. ગરિબ સ્વભાવની હોય, તો બિચારી વગર મોતે મરી જાય. સૌથી સરસ રસ્તો એજ છે કે ઘરમાં કલહનું બીજ રોપાવા દેવું નહી અને અનુકુળ હોય તો પુત્રે જુદી જગ્યાએ રહેવું. ઠેકઠેકાણે નોકરીએ જવાનું વધારે થવાથી આ અનુકુળતા એની મેળે વધતી જશે, અને પતિ સારો હશે, તો ઘણે ભાગે સંસાર સુખી નીવડશે. સ્ત્રીને પોતાની ફરજ પણ સમજવાની આવશ્યકતા છે, અને તે બરાબર જાણવા ઉચ્ચ કેળવણીની જરૂર છે. ગૃહ શીક્ષણ આપવામાં તો કન્યાના માબાપે કોઇ જાતની ખામી નજ રાખવી જોઇએ. કેળવણીનો લાભ પીએરમાં ન મળ્યો હોય તો તે બાબત પતિએ પુરતું ધ્યાન આપવું જોઇએ, અને વખત નકામો ગામગપાટામાં ન ગુમાવે તેવું જોઇએ.

+ + + +

વહુની મા લગ્નને દિવસે વહેવાણને ઘેર આંવે ત્યારે તેનો શો સત્કાર, શાં તેના માન,? ઘરમાં દાખલ થતાંજ, પહેલાં તેનાં આદર સત્કારનો પાર નહી. તેના દુધથી પગ ધોવાય, ચાંલ્લો કરી ફુલનો હાર પહેરાવવામાં આવે. એટલેથીજ બસ નહીં, પરંતુ તેની આરતિ પણ

ઉતરાય; આમાં કાંઇ વિસ્મય પામવા જેવું નથી. વિવાહ વખતે તો બંન્ને કુટુંબ વચ્ચે બધે સારો સંબંધ હોય છે, પણ લગન પછી બારમો ચંદ્રમા જે સંબંધ વધારેને વધારે ગાઢો થવો જોઇએ તે વધારેને વધારે અળગો થાય, તેની વર કન્યાના મન પર છાપ પડી ન જોય તો મોટું નશીબ. છોકરીવાળો ધારે કે રખે તે તેની જમાઇ તેના મા બાપનો થઈ જતો, છોકરાવાળા ધારે કે રખે તે તેની વહુનો કે સાસરા રખુ થઇ જાય. કાંઇ નહી જેવું કારણ તેમાં મળ્યું કે બંન્નેનના મન ઉંચા થવાના.

જે માતાએ નવ નવ માસ મહા કષ્ટ વેઠી, બાળકીને પોષી, પછી મોટી કરી, કેળવણી આપી, તે બાળકીનેજ માતા પોતાનાથી નિરાળા કુટુંબને તેનું દાન કરે, પોતાની હકુમત ઉઠાવી પારકાની જાણી જોઇને સ્થાપે, પોતાનીજ, તેને ત્યારથી પારકી ગણે, લોકો પાસે પણ તેમજ મનાવવા ધારે, એ કાંઇ નાનો સુનો પરમાર્થ છે ? કોઇ કહેશે કે કન્યા વયમાં આવી એટલે તેને પારકાને સોપી દેવી, એ પરમેશ્વરના ઘરનો નિયમ છે, એમાં પરમાર્થ શો ? ખરી વાત, તો તમારી કન્યાને બીજાને અર્પણ કર્યા પછી તમારી હતી તે મટી ગઇ, છતાં કેમ તેના પરહુકુમત ચલાવવા માંગો છો ? તે વખતે એમ કેમ કહો છો કે, અમારી કન્યા આપીને તમારા પર ઉપકાર કર્યો, તમારૂં ઘર ઉજળું વાજળું કર્યું, ન્યાત જાતમાં તમારી પ્રતિષ્ઠા વધારી—અમે પરમાર્થ કર્યો તેનો આ બદલો ?

'વિપિન' માંથી ઉતારો કરનાર

**બાલમુકુંદ મોહનલાલના સ્નેહવંદન**



# ફના ફકીરી.

**છગનકાકા**—કેમ મગનભાઈ આજકાલ તમો દેખાતા નથી ?

**મગનભાઈ**—શું કરૂં કાકા ઘર સંસારના કામકાજનો બોજો મારા શીર ઉપર એટલો બધો છે કે મારાથી જરાપણ બહાર ફરવા જવાતું નથી.

**છગનકાકા**—અલ્યા એટલો બધો તારા ઉપર શો બોજો આવ્યો છે કે તારાથી બહાર જ જવાતું નથી ?

**મગનભાઈ**—શું કરૂં. કાકા, મારા પિતાશ્રી મરણ પામ્યા છે. તેમની પાછળ જ્ઞાતિ જમણ કરવા નાતના આગેવાનો દબાણ કરી રહ્યા છે. મારી પાસે જ્ઞાતિ જમણ કરવાના પૈસા નથી, અને હું નાત શી રીતે જમાડું ?

જો નાત નથી જમાડતો તો જ્ઞાતિ આગેવાનો નાત બહાર મુકવાનું કહે છે. માટે છગનકાકા મને કંઇ રસ્તો બતાવો જેથી મારૂં ભલું થાય.

**છગનકાકા**—ભાઇ મગન મુંઝાય છે શા માટે ? જોને તને એક રસ્તો સંભળાવું.

તારૂં ઘર છે તે તું મને લખી આપ અને હું તને રૂા. ૧૦૦૦) આપું અને જ્યારે તું એ રૂપીઆ પાછા આપીશ ત્યારે એ તારૂં ઘર તને પાછું આપીશ. પરંતુ તેનું વ્યાજ એક ટકડા લેખે તારે આપવું પડશે. બોલ કબુલ છે ?

મગનભાઇ બીચારો ભલો, ભોળો માણસ એટલે એક ટકડા વ્યાજમાં શું સમજે ?

અને તો બિચારાને જ્ઞાતિ જમણ કર્યા વિના છુટકોજ ન હતો. એટલે પોતાનું "ઘર છગનકાકાને રૂા. એક હજાર લઇ લખી આપ્યું, અને તે રૂપીઆથી જ્ઞાતિ જમણ કર્યું. મગનભાઇની આખી જ્ઞાતિમાં વાહવાહ બોલાઇ અને ફકત એકજ દિવસના અને વળી એકજ વખતના ભોજન માટે રૂપીઆ એક હજારની આખી ખરાબી થઈ અને મગનભાઇની પાયમાલીના ગણેશ બેઠા.

બીજી બાજુ છગનકાકા રૂપીઆ ભરવા માટે વખત જતાં દબાણ કરવા લાગ્યા, મગનભાઇની વાર્ષિક આવક રૂપીઆ બસોથી અઢીસોની હતી. અમાંથી પોતાનું ખરચ બાદ કરતાં વરસે રૂપીઆ ત્રીસથી ચાલીસ ભાગ્યેજ બચતા. તેમાંથી છગનકાકાનું વ્યાજ પણ પુરૂં ભરાતું નહીં. અને દેવું ચાર પાંચ વરસ પછી વ્યાજના વ્યાજ સાથે છગનકાકાએ રૂપીઆ એક હજારની મુદલ રકમ ઉપર વ્યાજના રૂા. ૧૦૦૦) મલી કુલ્લે રૂપીઆ બે હજારનું લેણું મગનભાઇ ઉપર કાઢયું. મગનભાઈ બિચારા માંડ માંડ તીસથી ચાલીસ રૂપીઆ બચાવતા હતા. તે આટલી મોટી રકમ શી રીતે ભરપાઇ કરે, છગનભાઇની અધીરાઇ રહી નહી. અને મગનભાઈ ઉપર કોર્ટ મારફતે આગળ પગલાં ભરવા માટે નોટીસ આપી.

મગનભાઇ બીચારે છગનકાકાને માથું નમાવી ઘણી આજીજી કરી કે તમો કોર્ટમાં જશો નહી અને તમારૂં દેવું હું નહી ભરૂં તો મારા પછીના મારા વારસો દુધે ધોઈ આપના નાણાં ભરશે.

પણ છગનકાકાતો એકના બે ન થયા તો નજ થયા તેમણે તો મગનભાઈ ઉપર કોર્ટમાં દાવો માંડયો, કોર્ટમાં કેસ ચાલ્યો અને મગનભાઇના ઉપર હુકમનામું થઇ ગયું

અને છગનકાકાએ હુકમનામાની બજવણી મગનભાઇના ઘર ઉપર કરી ઘર કબજે લીધું, અને મગનભાઇને તેણે બૈરી છોકરાં સાથે રસ્તાનો રખડતો ભિખારી બનાવી દીધો.

હાય ફના ફકીરી તે આનું નામ.

મગનભાઇ બિચારો દુઃખથી કંટાળી અંતે આંસુ સારતો સસરાના આશ્રય નિચે આવીને રહયો અને ઘર જમાઇ તરીકેના દુઃખનો અનુભવ કરવા લાગ્યો, ત્યાં પણ સુખેથી બેસવા વખત નજ આવ્યો, સાસુ સસરા સાથે તકરાર થતાં તેને પણ તે ઘર સદાને માટે તજવું પડયું બીજી બાજુ કમાવાની શકિત પણ રહી નહી આવા સંજોગોમાં પોતાનું તથા પોતાના બાલ બચ્ચાંનું રક્ષણ કરવાનું કામ ઘણુંજ મુશ્કેલ થઈ પડયું ગામમાં રહેવા ઘર ન રહ્યું તેમજ સીમમાં ખેડવા ખેતર પણ નથી. આવા બેહાલ ફક્ત એકજ વખતના જમણ માટે મગનભાઈના થયા.

જ્ઞાતિજનો તો એક વખત ખાઇ બાજુ બેસી ગયા બીજી બાજુ મગનભાઇની શું સ્થિતિ થઇ તેની ખબર, સ્વપ્ને પણ કોઇએ લીધી નહી.

મગનભાઈ બીચારો દુનિયાથી કંટાળી સમાજને અનેક ગાળોનો વરસાદ વરસાવી, પોતાના બાળ બચ્ચાઓને હંમેશને માટે ભિખારી અવસ્થામાં મૂકી. આ. ફાની દુનિયાનો ત્યાગ કર્યો.

હાય એ હિંદુ સમાજ આવાં નિર્દોષ માણસોના કેટલાએ જાન તેં લીધા છે. લે છે, અને લઇશ ?

એ નવયુગના યુવાનો જાગો અને આવા નિર્દોષ માણસોને સમાજની સડતી ચક્કીમાં પડતા બચાવો.

લક્ષ્મણદાસ નરસીંદાસ પટેલ



# બાળ વિધવાનો બળાપો

## દોહરો

**સમય સમય બળવાન છે, નહી પુરૂષ બળવાન,**
**કાબે અર્જુન લુંટીઆ, એહી ધનુષ એહી બાણ,**

બાળકો, યુવાનો, અને વૃદ્ધો સમય પલટાયો છે, તેનો વિચાર કરી વર્તતા શીખો.

હું એક બાળ વિધવા, મારી દુઃખદ કહાણીની કથની આપની દ્રષ્ટી આગળ રજુ કરૂં છું તેનો દાખલો લઈ આપની જ્ઞાતિમાં, જન સમાજોમાં મહા મંડળોમા સારી સંસ્થાઓમાં નવ યુવાન સંઘોમાં કંઇક સુધારા દાખલ કરી, જુના પુરાણા સમયથી ચાલતા આવેલા કુધારાઓ (જેવાકે બાળ લગ્ન કન્યા વિક્રય, નાની મોટી ઉંમરના પતિ પતિઓ સાથે લગ્ન કરાવી ઉત્પન્ન થતા કજોડાઓ વીગેરે અનેક કઢંગા રિત રિવાજો) રૂપી સીતમની ભઠ્ઠીમાં તમારા પુત્ર પુત્રીઓને હોમતા અટકાવશો.

હું એક નાના ગામડામાં રહેતી પાટીદારની પુત્રી છું મારી કોમ ગુજરાતમાં પહેલે નંબરે મશહુર છે, હું સાધારણ લખતા વાંચતા જાણું છું હાલમાં મારી ઉમર અગીઆર વર્ષની છે મારે માબાપ અને નાનો ભાઈ છે. મારા પિતા ગરીબ સ્થિતીના સારા ખેડુત હતા, પણ દૈવયોગે મારા પિતાની યુવાનીમાંજ અમારા કુટુંબના ત્રણે જણને બોલાવી લીધા. અમારા માથે થોડું ખરચ હતું. જમીન જાગીર વેચીને વસુલ કર્યું. અને સુખે દુઃખે દિવસો વ્યતિત કરવા લાગ્યા. આ પ્રમાણે અમારા પાંચ, સાત વર્ષો પસાર થઇ ગયા. અમારી પાટીદારની કોમમાં ખાસ કરીને સાટા તેખડા કન્યા વિક્રય અને બાળલગ્નનો કુરિવાજ પ્રસિદ્ધ છે.

હું પણ બાળ વયમાં આ કુરિવાજનો ભોગ થઈ પડી હતી. મારા પિતાએ, બેવાર લગ્ન કર્યું હતું. તેમાં વલી એક વારનું સાટું બાકી હતું હું હરતી ફરતી થઇ તે વખતે તુરત સાટા વાળાની આખમાં આવી. તેવા આંગણે આવીને બેઠા. છોડી નાની છે, એમ કહી કહી મારી માએ અગીઆર વર્ષની કરી. અને અગીઆરમા વર્ષમાં મારા લગ્ન કરી નાખ્યા. મારા પતિએ બીજી વારના મારી સાથે લગ્ન કરેલા એટલે તેમની ઉમર ૩૫ થી ૪૦ વર્ષની હતી. વાંચક વૃંદો આપ ખ્યાલ કરશો કે આ કેવું સરખું જોડું મલ્યું મારા સાસરે કોઇ નાનું મોટું નહી હોવાથી પરણ્યા પછી તરતજ ઘર માંડવું પડયું અને સંસારની ધુંસરી શીર ઉપર પડી મારા પતિ મુળ ગામડાના અને ઉમ્મરે પહોંચેલા મારી વય બીલકુલ નાની. આવા કજોડે જેને ઘર સંસાર માંડવો પડયો હશે તેનેજ મારી હૃદય દ્રાવક કહાણીનો ખ્યાલ હશે.

આમ મારા ત્રણ વર્ષ ગયા એટલે મારી ઉમ્મર ચૌદ વર્ષની થઈ.

મારા કમભાગ્યે એક દિવસ મારા પતિને તાવ આવ્યો. અને બે ત્રણ દિવસ સુધી રહયો, બસ તેમનું પણ પ્રભુના દરબારમાંથી તેડું આવ્યું. અને તે પણ પરલોકમાં સીધાવ્યા.

ચૌદ વર્ષની વયે હું વિધવા થઇ મારા પતિને ગુજરી ગયે દસ પંદર વર્ષ થયા. ત્યાં તો મારા દિયર જેઠે મારી જે કંઇ મિલકત હતી તે જપ્ત કરી વહેંચવા માંડી, રહેવા

સરખું ઘર પણ ન રહ્યું. છ મહીને ખાવા પીવાના પણ મને સાંસા પડવા લાગ્યા. વળી અધુરામાં પુરૂં મારા પતિનું થોડું દેવું હતું. તે પણ મારેજ ભરવાનું હતું, પાંચ વિઘા જમીન મને આપી હતી તેમાંથી ત્રણ વિઘા વેચી મેં દેવું પતાવ્યું પણ મારા જેઠ મને સુખે બેસવા દે તેવા ન હતા, મારી પાસે થોડી જાથુસો હતી. તે પણ પડાવી લેવી હતી, એટલે તેમણે મારા ઉપર માર પીટ શરૂ કરી. એક બે વખત માર સહન નહી થવાથી આપઘાત કરવા તૈયાર થએલી.

મહેનત કરી, કરીને હું મારૂ ગુજરાત ચલાવતી હતી. આ પ્રમાણે હું સુખે દુઃખે મારા બાળ વિધવાના દિવસો ગુજારતી હતી.

યુવાનો મારા લખવાનો હેતુ એ છે કે આપ આ વિષે કંઇક સુધારો કરો અથવા માર્ગ બતાવો.

હાલમાં આગેવાન પુરૂષ આપજ છો મારી કરૂણ કથનીને આપના હ્રદયમાં ઉતારો. અમારાં દુઃખો આપ નહી જુવો તો કોણ જોશે. અમને ફફળતી મુકી સમાજ ઉંચે નથી ચઢવાનો, કે નથી જ્ઞાતિની ઉન્નતિ થવાની. આ પ્રશ્ન નાનો સુનો નથી. માટે તેનો માર્ગ મોકળો કરો.

વાચક વૃંદો મારી બાળ વિધવાની કરૂણ કથની વાંચી આપ બે ઘડી દિલગીર થશો, અને મને આશ્વાસન આપવા પણ આતુર થશો વહાલા બંધુઓ મારા અંતિમ સમયે આપને અરજ કરૂં છું કે મારે આશ્વાસન નથી જોઇતું મારી કહાણી વાંચી અશ્રુપાત કરવાની જરૂર નથી, દીલગીરી લેશ માત્ર પણ દાખવશો નહી. કારણ કે મારી માતાએ પૈસાની લાલચે પરણાવી. મારા કમ નસીબે હું પરણી. હે પૃથ્વીમાતા, માર્ગ દે, મારૂં જીવ્યું ધુળ છે, જીવીને હું શું કરૂં. બાળ રંડાપો વેઠાતો નથી. પૃથ્વી માતા માર્ગ દે, હવે એક પણ ઉગરવાનો આરો રહ્યો નથી. અરે, માતા, ઓ પિતા, ઓ વિક્રયના વ્યસનીઓ, ઓ દિકરીઓનો જન્મારો બગાડનાર, ઓ લક્ષ્મીના લોભી, અંધ થએલા નર પિશાચો, પુત્રીની જીંદગી વિક્રયથી બગાડી કેટલો કાળ કાઢશો, અરે પુત્રીઓનો નિસાસો માતા પિતાને લાગતા, તેઓ સ્વર્ગમાં અરે નર્કમાં કયા સુખની આશા રાખશે? અટકજો હજુ અટકજો! ઓ વિષયી પુરૂસો, કોઇ પુત્રીનો જન્મારો વૃથા ગુમાવવા પૈસા આપી પરણવું નહી, એના કરતાં કુવાંરા રહેવું એથી વધુ ઉત્તમ છે ઓ કન્યા વેચી આબરૂ ધરાવનારા ઓ કન્યા વિક્રયના હિમાતીઓ પુત્રીનો નિસાસો લાગતા તેમના માતા પિતાને આ પાપની શી શિક્ષા થશે તે સમજી શકો છો ? હાય. હું સમી કેટલીએ બાળા કન્યા વિક્રયના પંજામાં ફસાઇ ધણીના દુઃખે અકળાઇ આપઘાત કરતી હશે. હા પિતા હે માતા, ઓ વિભુ પવિત્ર આર્યા વર્તમાં ઉપજેલા આર્યોને આવા અયોગ્ય આચરણ આચરતા તું કેમ અટકાવતો નથી. ઓ પ્રભુ એ માતા બાળ રંડાપાથી ત્રાસી ગએલી તારી એકની એક અભાગી પુત્રી અંતિમ સમયના ઉદગારો સંભળાવીને સ્વર્ગે સંચરે છે.

મણીલાલ છગનલાલ પટેલ

---

# ટાલીયાનો તોર

## પ્રકરણ ૧ લું

સુવર્ણ નગર નામના શહેરમાં વહેપાર ઉદયોગની ખીલવણી સારી હતી. દેશ પરદેશના જાતજાતના લોકો વેપાર અર્થે આવીને વસ્યા હતા કાપડ વણવાસી મીલો તથા લોખંડી કારખાના અનહદ હતા આ શહેરમાં ધનકુમાર નામનો મીલ માલેક રહેતો હતો, હજારો ગરીબ લોકોના હાડમાંસ ચુસી તિજોરી ચીકાર કરી હતી, પરંતુ એ નાણાંનો સુયોગ ન કરતાં નિચ રસ્તે તેનો વ્યય કરતો હતો.

એ નગરમાં ચંદા નામની એક વેસ્યા રહેતી હતી. તેના ત્યાં ધનકુમાર શેઠ તથા તેનો સાગરીદ મીલનો સેક્રેટરી દરરોજ રાતના જતા હતા, અને ચંદા આ બંને ઉલ્લુઓને એવા તો બનાવતી કે જેટલાં નાણાં પોતાની પાસે હોય તેટલાં નાણાં એકજ કલાકમાં પર સ્ત્રીના પ્યારને માટે ગુમાવતા.

એક દિવસ રાતના નવ દસ વાગતા ધનકુમાર તથા તેનો સાગરીદ રામનાયણ ચંદાના ત્યાં જઇ પહોચ્યા, તે વખતે ચંદાની બેન, પરદેશથી તેને ત્યાં આવેલી એટલે ચંદાએ ધનકુમારને કહ્યું કે વહાલા આજે તો જલદીથી બહાર ફરીને પાછા આવવું પડશે કારણ કે મારી બેન પરદેશથી. આવી છે એટલે રાતના બે વાગ્યા પહેલાં પાછા આવી જવુંજ જોઇએ, બહુ સારૂં વહાલી. તું કહીશ તેમ કરવાને હું તૈયાર છું. ધનકુમાર–શેઠે. પોતાના સોફરને હુકમ કર્યો કે ચલાવ. બડા હોટેલમાં, હોટલ આગળ મોટર ગાડી આવી પહોંચી. ત્રણે જણાં મોટરમાંથી નીચે ઉતરી હોટેલમાં પ્રવેશ કીધો, ચંદાએ હવે પોતાની ચાણક્ય નીતી શરૂ કરવા માંડી- કેમ વહાલા તમો હમણાંતો દરરોજ આવતા નથી. પહેલાં તો દરરોજ આપની હાજરી રહેતી. અને હવે બે, ચાર, કે આઠ દિવસે, આ દુઃખી અબળાને દિલાસો દેવા આવો છો. ના ના વહાલી એમ કંઇ છે.જ નહી. મારા ઉપર મીલ કામનો ઘણો બોજો હોવાથી. વધુ ફુરસદ મલતી નથી. તેથી હંમેશાં આવી શકાતું નથી.

આમ ચંદાએ બને ઉલ્લુઓને વાતે વાળી દારૂની પ્યાલી ઉપર પ્યાલી આપવા માંડી તેમ તેમ પણ પેલા લોકો કોઇ સ્વર્ગની સુંદરી અમૃત પાન કરાવતી હોય તેવી રીતે પીવા માંડયા દારૂમાં ચકચુર બનાવ્યા પછી ચંદા ધનકુમારને કહે છે. કે ઓ મારા જીગરના હાર મારે પૈસાની જરૂર પડી છે માટે થોડાં ઘણાં નાણાંની મદદ ના કરો મારે થોડાક કપડાં શીવડાવવા છે તેમજ મારી બેનને થોડીક ભેટ આપવાની છે તેથી નાણાંની મારે જરૂર છે, ધનકુમાર દારૂના નિશામાં ચકચુર છે ઓ હો એટલુંજ જોઇએ છીએને બોલ તેટલાં આપું વધુ નહી તો બે હજાર સુધી હશે તો ચાલશે, ધનકુમાર કહે રામનાયણ. લાવજો મારી ચેક બુક. રામનારાયણ. ધનકુમારને ચેક બુક આપે છે. ધનકુમાર ચંદાને બે હજારનો ચેક એકજ રાતના એકજ કલાકના મોજ શોખ માટે લખી આપે છે. પછી ત્રણે જણાં ઘર તરફ રવાના થાય છે, રસ્તે જતાં ધનકુમાર મોટર ડ્રાઈવરને હુકમ કરે છે કે

ચલાવ જલદી મોટર ફુલ સ્પીડમાં મુક. ડ્રાઇવર કહે છે કે સાહેબ રસ્તા ઉપર માણુસોની અવર જવર પુષ્કળ છે. તેથી વધુ ઝડપે મોટર દોડાવતાં કદાચ એક્સીડન્ટ થશે તો નાહક સરકાર દરબાર જવું પડશે.

ધનકુમાર—બસ, બસ, તારૂં વધારે ભાષણ સાંભળવું નથી. બસ ઝડપથી મોટર જવા દે, ડ્રાઇવરે જોયું કે જ્યાંસુધી શેઠ પાસે તિજોરી ચીકાર છે. ત્યાંસુધી કોઇ વાંકો વાળ ણ કરી શકે તેમ નથી. ડ્રાઇવરે ફુલ સ્પીડથી મોટર છોડી દીધી. મોટરની અંદર ચંદા અર્ધ નગ્ન અવસ્થામાં ધનકુમારના ખોળામાં માથું મુકી સુઇ રહી છે. બીજી બાજુ રામનારાયણ પણ નિશામાં ચકચુર છે. મોટર ધોરી રસ્તેથી પસાર થતાં કોઈ એક ગરીબનો પાંચ છ વરસનો બાળક મોટર નીચે આવી જવાથી ચગદાઇ મરણ પામ્યો. સોફરે શેઠને કહ્યું કે શેઠ, આપણી મોટરથી અકસ્માતના ભોગે એક બાળક મરણ પામ્યો છે માટે મોટર ઉભી રાખવી પડશે, ધનકુમાર પૈસાના તોરથી ડ્રાઇવર હુકમ કરે છે કે ચલાવ એવા પંતુજીઓ તો ગયાય રખડતાં, અફડતા મોટર નીચે આવી જશે, એટલે શું તે માટે આપણે જુવાબદાર છીએ. બીલકુલ નહી. તું તો ગભરાયા વગર મોટર મારી મુક આગલ દેખા જાયગા. જે વખતે આ મોટરકાર પસાર થતી હતી. તે વખતે બીજી મોટરકાર આવતી હતી. તે મોટરમાં બીજું કોઈ નહી પણ પરગજુ મીસ તારા તથા તેનો દોસ્ત મી. નંદલાલ નાટક કંપનીમાંથી પોતાનો પાર્ટ ભજવી ઘર તરફ જતા હતા. મીસ તારાએ પોતાની નરી આંખે જોયું હતું કે પેલા નિર્દોષ બાળકને ધનકુમારની મોટર વાલાએજ મારી નાંખ્યો હતો, જ્યાં આગળ અકસ્માત થયો હતો ત્યાં આગળ તારાએ પોતાની મોટર ઉભી રાખી અને મરેલા બાળકને તેના માબાપ તેની ઓરડીમાં લઇ ગયા, ત્યાં જઈ તારાએ આશ્વાસન આપવા માંડયું. બીજી બાજુ તારાએ નંદલાલને કહ્યું કે એ ટાલીયાની મોટરને પકડવી તો જોઈએજ નહી તો આવા ખુનો ભવીષ્યમાં વધુ કરતા ખચકાશે નહી. તારા અને નંદલાલ ધનકુમારની મોટર પકડવા પોતાની મોટર પુર ઝડપે દોડાવી મુકી. ધનકુમારની મોટરને જતાં જતાં રસ્તામાંજ પકડી પાડી. એકદમ તારાએ બુમ મારી કે એ નીચ બદમાસો મોટર ઉભી રાખો, જાઓ છો કયા, ધનકુમાર પોતાના સોફરને કહે છે કે જુવે છે શું ચલાવ તું તારે આગળ આપણે કોઇની પરવા કરવાની નથી. તારાએ કહ્યું ખબરદાર, જો જરાપણ એક ડગલું જો આગળ ચલાવીશ તો તારૂં આ જગ્યાએ ખુન થશે.

## પ્રકરણ ૨ જું.

### તારાનું પરાક્રમ

મોટર ડ્રાઇવર તારાની રીવોલ્વર જોતાજ ડરી ગયો. ધનકુમારનો તારાએ હાથ પકડી કહ્યું. કે શેઠ મોટર પાછી વાળો નહી તો તમારા ત્રણેનું આવી બન્યું સમજજો ચંદા મોટરમાં બેઠી બેઠી તારાને કહે છે કે રાંડ તું કયાંથી આવી પહોંચી છાની માની પાછી જા નહીતો અહીંયાજ આઝાદીનો જંગ મચશે. બીજી બાજુ નંદલાલ મોટર ડ્રાઇવરને સમજાવી મોટર ખુન થએલી જગાએ લઇ આવ્યા. તારા અને નંદલાલ પોલીસ ઇન્સપેકટરને

પકડી લાવી પોલીસ કેસ કરાવ્યો ધનકુમારને જોતાંજ ઈન્સપેકટર થંડા કલેજે કહે છે કે કેમ શેઠ સાહેબ શાથી અકસ્માત થયો ત્યારે ધનકુમાર કહે છે કે અમારી મોટર ફક્ત પંદર માઇલની ઝડપે જતી હતી. તે વખતે આ બાળક સામેથી દોડતું આવતું હતું. અને મોટરની અડફટમાં આવી જવાથી અકસ્માતમો ભોગ થઇ મરણ પામ્યું, બીજી બાજુ તારા, પોતાની જુબાની આપવા જાય છે. ત્યાં ઇન્સપેકટર કહે છે કે તમારી જુબાનીની જરૂર નથી, તારા કહે છે કે આ શેઠે તદન જુદી કેફીયત રજુ કરી છે મારી મોટર તેમની પાછળજ આવતી હતી. આ શેઠની મોટર પુર ઝડપેજ જતી હતી. શેઠ અને તેનો ડ્રાઇવર નિશામાં ચકચુર હતા. અને કોઇની પણ જાતની પરવા કર્યા વગર મોટર પુર ઝડપેજ આગળ જતી હતી. જેથી અકસ્માતનો ભોગ થઇ આ. બાળક મરણ પામ્યું છે. માટે આવા ભયંકર માણસને યોગ્ય શિક્ષા થવીજ જોઇએ, ધનકુમારનો સાગરીત વચમાંજ બોલી ઉઠયો આ રાંડ નાટકની નાટકી આવી બાબતોમાં શું સમજે, પોલીસ કહે છે કે શેઠ તમે તમારે ખુસીથી જાવ અને કાલે અગીઆર વાગે જયુરી હાઉસમાં આવશો, બીજી બાજુ પોલીસના માણસો ફુટી ગએલા સમજીને તારાએ, વધુ પગલાં ભરવા માંડી પડયા આ બાજુ મરનાર બાળકના માતાપિતાને તારાએ રૂા. ૫૦) આપી શાંત કર્યાં વાંચકો; તમો સમજી શકશો કે જે માણસે પોતાની મોટર નીચે બાળકને મારી નાખ્યું. તે તો આ બાળકના માતા પિતાને આશ્વાસન આપવા પણ ગયો. નહી એટલુંજ નહી. પણ જાણે કંઈ જાણતાજ નથી.

બીજે દિવસે ન્યાયની અદાલતમાં, ધનકુમાર ઉપર કેસ ચાલ્યો તેમાં પોલીસની અદ્ધર જુબાનીને આધારે' જયુરરોએ અકસ્માતથી મરણ નિપજવાનો અભિપ્રાય આપ્યો અને ધનકુમારને છુટો કરી દેવામાં આવ્યો. વાંચકો તમો સમજી શકશો કે. ટાલીયાઓના પૈસાથી પોલીસના ખીસા ભરાઇ જવાથી જે ખરા શાક્ષીઓને બોલાવા જોઇએ તેના ઉપર સમન્સ પણ કાઢવામાં આવ્યો નહતો તેમજ નહી પણ જે વખતે પંચ કેસ કર્યો તે વખતે તારા તથા. નંદલાલની જુબાની પણ ઇન્સપેકટરે જાણી જોઇનેજ લીધી નહતી. તેમજ બીજી બાજુએ મરનાર બાળકના માતાપિતાને સો બસો રૂપીઆ આપી ધમકી આપી હતી કે તારે સાચી જુબાની આપવી નહી. એ ઉપરથી પુરાવાના અભાવે કોર્ટે પણ ધનકુમારને નિર્દોષ ઠરાવી છોડી મુકયો.

લેખક.

લક્ષ્મણદાસ. એન. પટેલ

# કારજોથી થતી જ્ઞાતિની અધોગતી.

આપણી જ્ઞાતિમાં હાલમાં ચાલતા કનિષ્ટ રીવાજોમાંનો એક પ્રેત ભોજનો જમવાં, જમાડવાનો છે. આ રીવાજ એવો તો ફરજીઆત થઇ પડયો છે કે જેથી વડનગરની પાટીદાર કોમ સાવ નીચોવાઇ ગઇ છે અને નિર્માલ્ય થઇ ગઇ છે.

વડનગરમાં આપણી જ્ઞાતિની વસ્તી સારા પ્રમાણમાં છે તેમજ અમદાવાદમાં પણ આશરે સાડા ત્રણશો ઘરની વસ્તી વેપાર તથા નોકરીઓના અંગે છે.

આવી સારા પ્રમાણવાળી વસ્તી વડનગરમાં આપણી જ્ઞાતિનીજ છે. તેમાં ઘણા એક કુટુંબોની ખરાબ સ્થિતી થવાનું મુખ્ય કારણ તો એ છે કે આપણી જ્ઞાતિમાં કોઇના મરણ બાદ પોતાના ઐરી છોકરાં તથા સગાં વહાલાં મળીને પુણ્યદાન કરવાના બદલે જ્ઞાતિભોજન કરવામાં આવે છે. એક કરે તે પ્રમાણે બીજાએ કરવું, જ્ઞાતિમાં મોટાઇ રહે તેવું કરવું વિ. કારણોને લીધે જ્ઞાતિમાં જમણ આપવું જોઇએ. એવી પ્રાર્થના પડી ગઇ છે જેથી જ્ઞાતિની અધોગતિ થવા પામી . અને હજીપણ જો ફરજીઆત એટલે કોઇના ઘરબાર અને ખેતર વિ. વેચાવીને અથવા દેવું કરીને કરવામાં આવતા. જ્ઞાતિભોજનો જ્ઞાતિના આગેવાનો બંધ નંહી કરે તો જ્ઞાતિની અવદશા એકદમ વધુપ્રમાણમાં થશે.

ગરીબ ખેડુત બીચારો જીંદગીભર મહેનત કરે અને પાસે થોડા ઘણા પૈસા એકઠા કરે ત્યાં તો જ્ઞાતિના આવી જાતના કારજો કરવાનાં આવે એટલે પોતાની જન્મભુમિને નવ ગજના નમસ્કાર કરી અમદાવાદ જેવાં શહેરની અંદર મીલની મજુરી કે વાસણો ઉટકવાનો અથવા મજુરી કરવાનો ધંધો પોતાના કુટુંબના પોષણ કરવા માટે કરવોજ પડે છે. આથી દેશાવર ધંધાર્થે જવું અને મજુરીનો ધંધો હલકો છે એમ કહેવાનો આશય મુદલે નથી પરંતુ ખેતી જેવો સ્વતંત્ર ધંધો છોડી આટલાં બધાં કુટુંબો દેશાવર ચાલ્યાં જાય અને વડનગરની ફળદ્રુપ જમીન અણખેડાએલી અને ઘણી ખરી પડતર રહે એ સ્થિતિ તદ્દન શોચનીય છે. આપણામાં કહેવત છે કે, "ઉત્તમ ખેતી મધ્યમ વેપાર અને કનિષ્ઠ નોકરી."

ક્યાં કારણોને લીધે અભણ ખેડુતોને દેશાવર નાસવું પડયું હશે તે શોધવું અઘરૂં નથી અમદાવાદ વિ. ઠેકાણે જઇ વસેલાં કુટુંબોને આજ કાલ કેટલાય વર્ષ થવા આવ્યાં છે અને હજી પણ કેટલાય કાકીડાકો દેશાવર મજુરી અર્થે ગયાજ કરે છે. આનું મુખ્ય કારણ ફરજીયાત કારજો છે.

ખેડુતને રળી ખાવા જેટલું જમીન ભેઠીયું હોય તો રહેવાને એક ઘર હોય તો પણ મા કે બાપનું મૃત્યુ થયું કે તેમની પાછળ કારજ કરવુંજ પડે એવી જ્ઞાતિની જોહુકમી છે. બીચારો જો કદાચ ના પાડે તો જ્ઞાતિના આગેવાનો તેમને જ્ઞાતિ બહાર મુકવાની ધમકી આપે છે. આથી ગરીબ બિચારો ખેડુત એવી માન્યતાવાળો થયો કે જો મા બાપનું કારજ નહીં કરીએ તો જ્ઞાતિમાં ઇજ્જત જાય અને મા બાપ સ્વર્ગ ન પામે અને નરકમાં જાય. આથી ન છુટકે તે પોતાની પાસેનું બધું વેચી સાંટી, ગીરો મુકી દોકડાના વ્યાજે નાણા મેળવીને કારજ કરે છે અને પરિણામમાં ન છુટકે બાપદાદાની ભુમિને નવ ગજના નમસ્કાર કરવાને બારમાને બીજે દીવસે તૈયાર થાય.

કન્યા વિક્રય કરવાનાં કારણોમાંનું એક મુખ્ય કારણ ફરજીઆત જ્ઞાતિવરો છે. આખી જીંદગી પર્યંત મહા મુશ્કેલીઓ વેઠીને કમાયેલું ધન ફક્ત એકજ દિવસના એકજ વખતના ભોજન માટે ખર્ચી નાંખે એટલે પછીથી દેવાદાર બને અને પછી વ્યાજના વ્યાજ ભર્યા કરે એટલે ગરીબ બીચારો ખેડુત પોતાના બાળબચ્ચાંના ભરણપોષણ અર્થે કન્યા વિક્રય કરવા માટે તેનું મન લલચાય છે.

જે ખેડુત આખા જગતનો પાલક કહેવાય તે ખેડુત દુઃખી અને કંગાલ એ અત્યંત વિસ્મય પામવા જેવું ગણાય. કમાણીનો દુરૂપયોગ કરવાથી શું પરિણામ આવે છે તે આ ઉપરથી સમજાશે.

ખેડુત પોતે પોતાની આવકનો ઉપયોગ ઉત્પાદક કામોમાંજ કરે અને ઉત્પાદક કામોમાં ખર્ચવા જેટલી પુંજી મહા મહેનતે ભેગી કરે ત્યાં તેમના કમનશીબે આવા કારજો આવી ઉભા રહે.

જો ખેડુત આવા દુષ્ટ રીવાજોમાંથી મુક્ત થાય અને તે પોતાની આવક ખેતીની પેદાશ વધારનારાં સાધનો વધારવામાં, જોઇએ તેટલા પ્રમાણમાં ખેતરમાં ખાતર નાંખવામાં, જોઇએ તેટલા પ્રમાણમાં પાકને પાણી આપવાની વ્યવસ્થા કરવામાં, ખેતરમાંજ રહેવાની અને જનાવરોને સ્વચ્છ રાખવાની વ્યવસ્થા અને ઘાસ વિ. ભરવા મકાનો કરવામાં ઉકરડા સાફસુફ રાખવાના કામમાં, પોતાના બાળકોને કેળવણી આપવાના કામમાં, તથા તંદુરસ્તીનાં સાધનો મેળવવામાં કે અન્ય ઉત્પાદક કામોમાં વાપરે તો તે સર્વ રીતે સુખી થાય.

જ્ઞાતિની આ સ્થિતિ સુધારવા સુજ્ઞ જ્ઞાતિજનોએ વિવેક બુદ્ધિ વાપરી કટીબદ્ધ થવું જોઇએ. મોટા અને ડાહ્યા માણસો જે કરે છે તેનું અનુકરણ બીજા માણસો કરે છે માટે સમજુ અને ડાહ્યા માણસોએ લોકહિત અને જ્ઞાતિહિતની ખાતર પોતે જાતે આવા કારજોમાં ભાગ ન લેવો જોઇએ અને બીજાને તેમ કરવા સમજાવવું જોઇએ. આપણી જ્ઞાતિમાં યુવાનોની સંખ્યા સારા પ્રમાણમાં છે. યુવાનો આવા દુષ્ટ રિવાજોને બંધ કરવા ધારે તો તે કરી શકે તેમ છે. જ્ઞાતિના દરેકે દરેક ઉત્સાહી યુવકો, મંડળોમાં સંગઠન કરી, પોતાનું બળ જમાવી, એક બીજા બંધુઓને મદદ કરી, આવા કુરિવાજોને સદંતર બંધ કરાવો અને જ્ઞાતિને ચઢતીના પંથે વાળો એજ મારી અંતીમ નમ્ર અભિલાષા છે. એજ.

લી.

છનાલાલ અંબારામ પટેલ.

# હિત વચનો.

૧ જ્ઞાતિ સેવા એટલે જ્ઞાતિનું હિત વિચારી જુના પુરાણા ચાલતા આવેલા ખોટા રિવાજ દુર કરવા અને સારા રિવાજો દાખલ કરવા.

૨ આ કામ કરવા માટે લાગણીવાળા, સ્વાર્થરહિત, વિદ્વાન માણસોની જરૂર છે. જ્યાં સુધી સ્વાર્થી, પેટભરા, અજ્ઞાન અને ખોટા વિચારને વળગી રહેનારા આગેવાનો હશે ત્યાં સુધી જ્ઞાતિ સુધરસે નહી.

૩ માણસ માત્ર ભુલને પાત્ર છે. જેને ભુલ કરવાનો હક છે તેને ભુલ સુધારવાનો પણ હક છે. કેટલાક માણસો પોતાને સર્વજ્ઞ માની પોતાની ભુલ કબુલ કરતા નથી. તેઓને કુદરત સખત શિક્ષા કરે છે અને સર્વજ્ઞ તો ઇશ્વરજ છે તે સમજાવે છે.

૪ જે જ્ઞાતિમાં નિષ્કામ સેવા કરનારા વધારે હોય છે તે જ્ઞાતિ આગળ વધે છે.

૫ જે જ્ઞાતિમાં સ્વાર્થી, લાંચીઆ પેટભરા આગેવાનો હોય છે તે જ્ઞાતિ પ્રજામાં અધમ સ્થાન ભોગવે છે.

૬ જ્ઞાતિના માણસો દુ:ખી શાથી છે અને તે દુ:ખ મટાડવા શા શા ઉપાય લેવા એ બાબત જુવાન માણસોએ વિચારવાની જરૂર છે અને તે માટે મહીનામાં એક વાર ભેગા મળી ભાષણો કરવાની તથા તેની નોંધ રાખવાની જરૂર છે.

૭ જે વિચાર ઘણી વાર ચર્ચાયા પછી સર્વાનુમતે પસાર થાય તે પાળવા માટે યુવાનોએ આગ્રહ રાખવો જોઇએ.

૮ કહેવા કરતાં કરનારા વધારે સારા છે. માત્ર ભાષણો કરવાથી કાંઇ લાભ થવાનો નથી પણ સારા અમલમાં મુકવામાં લાભ છે.

૯ જ્ઞાતિ ઉપર કાયમની છાપ રહે એવું કરવું હોય તો કામ કરનાર માણસે-જ્ઞાતિ સેવકે તે કામને માટે પોતાનું જીવન અર્પણ કરવું જોઇએ અને પોતાની ફરજ બરાબર સમજવી જોઇએ. આવા કામ કરનારા જે પ્રમાણમાં વધશે તે આપણી જ્ઞાતિ દુ:ખો-માંથી મુક્ત થશે.

૧૦ જ્ઞાતિસેવકોને ધાર્મીક ટેકાની જરૂર છે.

૧૧ સ્ત્રી કેળવણી વિના જ્ઞાતિ તેમજ દેશની ઉન્નતિ થવી અશકયજ છે.

૧૨ કેવળ અક્ષરજ્ઞાનને કેળવણી સમજવાની નથી પણ સારા સંસ્કાર પાડવા તેજ ખરી કેળવણી છે.

૧૩ સારા સંસ્કાર પાડવા માટે ઉચ્ચ કુટુંબોના સહવાસમાં રહેવાની જરૂર છે.

૧૪ જ્યાંસુધી બાળલગ્નની હાંસડી આપણે પહેરવી સર્જેલી છે ત્યાંસુધી પુરૂષોએ પોતાની સ્ત્રીના શિક્ષક બનવુંજ પડશે. (મહાત્મા ગાંધીજી)

૧૫ સમાજની સેવા ધમાલ અને આડંબર વિના કરવામાં આવે તોજ શોભી નીકળે; જમણા હાથે કરેલું કામ ડાબો હાથ ન જાણે, એ રીતેજ કરેલી સેવા શ્રેષ્ટ છે.

(મહાત્માજી)

૧૬ ખરી કેળવણી--પરોપકાર કરવો, બીજાની સેવા કરવી, ને તેમ કરવામાં જરાએ મોટાઈ ન માની લેવી, એ ખરી કેળવણી છે.

૧૭ માંદાની સેવા—

માંદા માણસોની સેવા કરવી એના જેવો ઉત્તમ માર્ગ બીજો શો હોય? ધર્મનો ઘણો સમાવેશ તેમાંજ થઇ જાય છે.

હિંદુસ્તાન સારે નશીબે ધર્મથી બંધાયલો છે. એટલે દેશ સેવામાં અને જ્ઞાતિ સેવામાં આ વખતે ધર્મની ઘણીજ જરૂર છે. એ ખ્યાલ ઉત્પન્ન થાય તો ધાર્મિક વૃત્તિવાળા માણસો જ્ઞાતિ સેવામાં અને રાજકીય કામમાં વધુ સંખ્યામાં જોડાય જે કાળે ધાર્મિકવૃત્તિ વાળા માણસો જ્ઞાતિ સેવામાં વધુ સંખ્યામાં જોડાશે તે વખતે જ્ઞાતિમાં ધાર્યા કાર્ય થશે અને એકતા થઈ સુધારો થશે; પરંતુ ધાર્મિકવૃત્તિ વાળા માણસો જ્ઞાતિના કામકાજથી વેગળા રહેશે ત્યાં સુધી એકતા થવાની નથી.

જ્ઞાતિ સેવા--હું મારા કુટુંબની ભાગ્યેજ સેવા કરી શકતો હોઉં તેવે વખતે આખા હિંદની સેવા કરવા બહાર પડવા વિચાર કરવો એમ મજાક કહેવાય હું મારા કુટુંબનેજ મારા પ્રયત્નનું લક્ષ્ય બનાવું અને તેમ કરીને હું માનું કે હું આખા રાષ્ટ્રની સેવા કરૂં છું તો તે વધારે સારૂં કહેવાય આમાંજ નમ્રતા છે. આમાંજ પ્રેમ છે. ને તેજ જ્ઞાતિ સેવા છે.

લી૦

લક્ષ્મણભાઇ ભીખાભાઇ પટેલ



# આપણી ખરાબી

આપણા જ્ઞાતિજનો બરબાદ થતા જાય છે તેનું કારણ મોટાં મોટાં ખર્ચો છે પૈસા હોય કે ન હોય તો પણ ફરજીઆત બારમાનું કારજ કરવા માટે જમીન રાચરચીલું અને ઘરબાર વેચીને પણ કરવું પડે છે અગર તો કોઇનાં નાણાં વ્યાજે લઇને પણ કરે છે.

આ બારમાંનું કારજ કરવાનો રિવાજ ખરાબ છે એક બાજુ રડારોડ ચાલે બીજી બાજુ બારમાના લાડુ ખાવામાં આવે તેથી તેવા લાડુ ખાનારને ઉલ્ટી થવી જોઇએ તેથી સમજવું જોઇએ કે બારમાના લાડુ ખાવા એ મહાન પાપ છે તેમ કરવાથી નાહક ઉપાધી આવેછે જે ભવિષ્યની પ્રજાને નુકશાન કર્તા છે, મરણ પાછળના તેમજ બીજા પ્રસંગોમાં જમીન ગીરો મુકીને જમણવાર કરવાથી તે પ્રસંગોમા ભાગ લેનારા પાછળથી મશ્કરી કરી મુર્ખો ગણી કાઢે છે.

## રડવા કુટવાનો રીવાજ બંધ કરવો જોઈએ

આપણી જ્ઞાતિમાં કોઇ કુટુમ્બનું માણસ મરણ પામે છે ત્યારે તેના સારા ગુણોના પ્રેમ માટે ઘરમાં બેસી રડવું જોઇએ પણ ઘર કે બહાર રડે અને કુટે તે તો નાટક જેવુંજ ગણાય જે સ્ત્રીઓને જાહેર સભામાં કે બીજી જગ્યાએ જતાં શરમ આવે છે તેવી બહેનો જાહેર રસ્તા ઉપર કુટે તે ઘણી શરમની વાત છે, તેથી તેવું નાટક જ્ઞાતિને નામોશી રૂપ હોવાથી આપણી દશા જંગલી રૂપ ગણાય છે બહાર ગામ કાણુ મ્હોકાણુ પણ ના લઇ જશો અને તે રડવા કુટવાનો રિવાજ બંધ કરશો તો તેવા નાટક અને પાપમાંથી બચશો આ બાબત યુવાનોએ ઉપાડી લેવી જોઇએ.

## અસ્પૃશ્યતા નિવારણ

આપણી જ્ઞાતિનો મુખ્ય ધંધો ખેતીનો છે અને ખેડુતના હાથ પગ અત્યંજ ભાઇ છે. એટલે અસ્પૃશ્યતાનો દોષ તો આપણે પહેલા કાઢવોજ જોઇએ હિન્દની બધી કોમો વાળા અન્યાય કરી રહ્યા છે તેઓ હિંદુ હોવા છતાં તેમને અડકતાં નથી ને આપણી વિશાયતા છે તે આપણી અજ્ઞાનતા છે કુતરાં બીલાડાં સ્વચ્છ ન હોવા છતાં તેને અડકવામાં આપણે વાંધો ગણતા નથી બીજા ધર્મના માણસોને અડકવામાં બાધ આવતો નથી અસ્પૃશ્ય બીજો ધર્મ સ્વીકારે તો તેને અડકશે, તેથી જો તે બાબતનું પાપ ધોવામાં બાધ હોય તો તેમને અડકવામાં બાધ નલેવો જોઇએ તેમનાં માટે મંદીરો અને કુવા ઉઘાડા રાખવાજ જોઇએ પુજ્ય મહાત્મા ગાંધીજી બાર વરસથી આ પાપ દુર કરવા માટે પ્રયત્ન કરી રહયા છે જ્યાં સુધી આપણી જ્ઞાતિમાં આ પાપ રહેશે ત્યાં સુધી પોતાની ઉન્નતિ થવાની નથી, ઘણા ભાઇઓને આ વાત વધારા પડતી લાગશે તો હું એક હીંદુ તરીકે કહું છું કે અસ્પૃશ્ય કોમને અડકવાનું કહેતો નથી પણ તેમને માટે જાહેર મકાનો મંદીરો તથા તળાવ અને કુવા હંમેશાં ખુલ્લા હોવાજ જોઇએ. તથી

**વડીલોને પ્રાર્થના.**

પૂજ્ય વડીલો કહેવા લાયક નહી હોવા છતાં જે શબ્દ લખું છું તે માટે ક્ષમા આપશો.

આપણી કોમનો વહીવટ મોટા ભાગે સ્વાર્થી પંચાતીઓના હાથમાં છે, અને તેથી આપણી કોમની પ્રગતી થતી અટકી છે, અને આપણે વડીલોના કરતાં પણ ઘણી ખરાબ સ્થિતિમાં પડયા છીએ અને પંચરૂપી પરમેશ્વરની હાજરીમાં અન્યાયના નાટકો ભજવાઇ રહ્યા છે તેટલેથી સંતોષ નહી પામતાં ભાગલા પાડી આખી કોમને છીન્ન ભીન્ન કરી જ્ઞાતિ જનોની ખરાબી કરી રહ્યા છે આવા ગણ્યાં ગાંઠયાં સ્વાર્થી પંચાતીઆઓને વડીલો તેમના પાપને મુગે મોઢે ઉતેજન આપી રહ્યા છે તે ખેદની વાત છે તમારાથી તેમને ખસેડી ન શકાતા હોય તો તે કામ યુવાનોને સોંપી દો. લી.

છગનલાલ શીવલાલ.



# નરનારાયણ કે પત્થર નારાયણ ?

એક રાજપુરૂસે રાજા પાસે નીવેદન કર્યું કે મહારાજ સાધુ શિરોમણી નરોત્તમને બહુ વિનવ્યા, પણ આપના સુવર્ણ મંદીરમાં તે આવતા નથી અને રસ્તામાં ઝાડ નીચે કિર્તન કરે છે, ભક્તોનાં ટોળેટોળા સાધુને ઘેરીને ધુળમાં બેઠા છે. મંદિર સુનું પડયું છે. સોનાનું મધુપાત્ર છોડીને ભમરાઓ કમળ વનમાં ધસી જાય છે, તેમ સ્ત્રીઓ અને પુરૂષો આ મંદિરની સામે જોતા નથી અને સાધુના હૃદય કમળની સુવાસ લેવાને ટોળે મળે છે, હાલાહામ દેવાલયમાં સીંહાસનપર નરનારાણ એકલા બેઠા છે. "

આ સાંભળી રાજાને દુઃખ થયું તે ઝાડની નીચે દર્ભાસન પર સાધુ બેઠો હતો ત્યાં જઈ તેને પગે લાગી બોલ્યો, "મહારાજ" જુઓ સોનાનું ગુંબજવાળું મેં મંદિર ચણાવ્યું છે તેને છોડી તમે અહીં શા માટે ભજન કરો છો."

સાધુએ જવાબ આપ્યો "તારા મંદિરમાં ભગવાન નથી."

મારા મંદિરમાં ભગવાન નથી ? સાધુ મહારાજ ! તમે નાસ્તિક જેવી વાત કરો છો, રત્નજડિત સિંહાસનપર નરનારાયણની પ્રતિમા બીરાજે છે તે ખોટી છે ? "

"હા ખોટી છે કેમકે એ મૂર્તિમાં રાજાનું મિથ્યાભિમાન ભરેલું છે મંદિરમાં તેં દેવની નહિ પણ તારી સત્તાની—તારી શ્રીમંતાઇની સ્થાપના કરી છે.

રાજા આ સાંભળી ગુસ્સે થયો તે લાલ આંખ કરી બોલ્યો; "વીશ લાખ સોના મહોર ખરચીને મેં આ ભવ્ય મંદિર ચણાવી તેમાં યથાવિધિ નરનારાયણની મુર્તિ પધરાવી છે તેમાં ભગવાન નથી એમ કહેવાની દુષ્ટતા તમે શી રીતે કરી શકો છો ?—"

"સાંભળ રાજા---" શાંતિથી બોલ્યો "ગયા વર્ષમાં અગ્ની કોપ થવાથી ૨૦ હજાર પ્રજાજનો ઘરબાર વિનાના નિરાધાર થયા હતા વધારામાં દુકાળ પડવાથી તારી પ્રજાને અન્નના વાખા પડયા હતા. એ લોકો તારા મહેલ પર મુઠી અન્નની ભીખ માગવા આવ્યા હતા તેઓ રોયા, કકળ્યા, પણ તે તેઓની દાદ ન લીધી તેથી નિરાશ થઇ પાછા ફર્યા અને રસ્તામાં ગુફામાં જંગલમાં રખડી રખડીને ભુખે મરી ગયા હતા લોકોને દરીદ્ર બનાવીને તેં વીસ લાખ સોના મહોરો ભેગી કરી, તેં આ પત્થરનું મંદિર ચણાવ્યું અને જીવતા જાગતા પ્રભુના અંશોને મારવા દઇને તેં આ મંદિરમાં પત્થર મુકયો ? તારી એ મુર્ખાઈ જોઇને ભગવાને મને કહ્યું કે મારૂં ઘર અનંત છે—અનાદિ છે એ પ્રભુના મંદિરનું છાપરૂં નીલ આકાશ છે ને તે પણ અસંખ્ય દિપક ઝળકે છે, સત્ય, શાંતિ, દયા, પ્રેમ, એ પ્રભુના મંદિરના સનાતન પાયા છે જે પામર રાજા ઘરબાર વિનાની ભુખે મરતી પોતાની પ્રજાને રહેવાનું ઘર અને મુઠીભર અનાજ ન આપી શકયો તે મને ઘર આપવા નીકળ્યો છે.' આટલું કહી પ્રભુ તારી રાંકડી પ્રજા જ્યાં પડી હતી ત્યાં ચાલ્યા ગયા તારૂં મંદિર સુનું છે તેમાં નરનારાયણ નથી પત્થર છે.

હે દુષ્ટ સાધુડા ? "હું તને દેશ પાર કરૂં છું અત્યારે મારી હદ છોડી જા."

"ભક્ત વત્સલ ભગવાનને દેશ પાર કરનાર રાજા ભકતને પણ દેશ પાર કરે તેમાં નવાઇ નથી." કહી સાધુ વિદાય થઇ ગયો. ( બંગાળી ઉપરથી ઉતારો. )

**લક્ષ્મણદાસ નરસીંદાસ.**

# સ્વર્ગસ્થ રા. રા. ડાહ્યાભાઇ લક્ષ્મણભાઈનો ટુંક પરીચય.



વડનગરની લેઉવા અને કડવા પાટીદાર કોમમાંથી યુનીવરસીટીની પરીક્ષા કોઇએ પહેલ વહેલી પસાર કરી હોય તો તેમણેજ કરી હતી. પરીક્ષા પસાર કર્યા પછી તેમણે સાહિત્ય સેવાનું કામ કરવાની શરૂઆત કરી હતી. સદ્‌વિચાર અને સદ્ સોબતથી સાહિત્ય સેવા જેવા ઉત્તમ કામમાં ખંત પુર્વક આગળ ધસવાના પ્રયત્નોથી ગુજરાતની ગરવી સંસ્થા વર્નાકયુલર સોસાયટીના આસીસ્ટન્ટ સેક્રેટરી તરીકે કેટલોક વખત કામ કર્યું હતું સ્ત્રીઓની ઉન્નતિ અર્થે પ્રગટ થતા સુંદરી સુબોધ માસીક પત્રના આદ્ય સંપાદક અને ગુર્જર સાહીત્યની સેવા ઉઠાવનાર સુપ્રસિદ્ધ મંડળ બન્ધુ સમાજના એક અંગભુત હતા. અમદાવાદના ગુજરાતી પંચ પત્રમાં સબ એડીટર તરીકે ઘણા લાંબા વખત સુધી કામ કરી તે પત્રની સારી સેવા બજાવી હતી. પાટીદાર કોમની ઉત્પત્તીના ઇતિહાસને લગતો ગ્રંથ અને **સંસારમાં સ્ત્રીની પદવી** એ નામનાં હરીફાઇનાં પુસ્તક રચવામાં પણ ફતેહ મેળવી

હતી અને સામાજીક સેવાના સન્માર્ગ અને આગળ ધસો ('Pushing to Front') ઉપરથી અનુવાદ એ કીમતી પુસ્તકોથી કયો વાંચક અજ્ઞાન હશે કવી તરીકે પણ "હૃદય તરંગ" નામનું ઉત્તમ કાવ્યોથી ભરપુર કવિતાનું પુસ્તક રચી પ્રગટ કર્યું છે.

ચણોતર એજ્યુકેશન સોસાયટી તરફથી પ્રગટ થતા બાલમિત્ર માસિકના ઉપતંત્રી અને તંત્રી તરીકે કામ કરી સારી ખ્યાતિ મેળવી હતી. તેઓ એક અચ્છા લેખક કવિ અને સમાજ સેવા ભાવી હતા. યુવાન સમુદાયમાં ઉમંગી યુવાન સમાન અને વૃદ્ધ સમુદાયમાં વિવેકી વૃદ્ધ સમાન હતા.

વડનગરમાં પણ તેમણે તેમની સેવાઓ આગળ પડતી આપી છે તે વડનગરની જનતા ભુલી ગઇ નથી, અને ભુલી જશે પણ નહી.

વડનગરની જનતામાં આચાર વિચાર સુધારવા વાંચનનો પ્રેમ વધારવા શેઠ ભોગીલાલ ચકુલાલ વિદ્યા વર્ધક લાયબ્રેરી સ્થાપવામાં અને જ્ઞાન પ્રચારક ફંડ સ્થાપી વિદ્વાન વક્તાઓ મારફતે, વડનગરની જનતાને વ્યાખ્યાનો દ્વારા જ્ઞાન આપવાની પ્રવૃત્તિમાં પણ તેઓ એક મુખ્ય અંગભુત હતા. વડનગરની ખેડુત પ્રજા માટે ખેડુતોના દુઃખ દુર કરાવવાને સ્થાપન થએલી ખેડુત સભાના આનરરી સેક્રેટરી તરીકે પણ કીંમતી સેવા બજાવી હતી આવા આવા અનેક ભરપુર કાર્યો કરવામાં તેમનું જીવન પસાર થએલું છે. તેમના માટે જેટલું લખાય તેટલુંજ ઓછું છે, તેમના સ્વર્ગવાસ સમયે અનેક વર્તમાન પત્રોમાં અને સંસ્થાઓમાં તેમના સ્વર્ગવાસની લોકપયોગી જીવન ચરિત્રની નોંધો પ્રગટ થઇ હતી. તે બાબત કાંઇ નાની સુની નજ કહેવાય.

વ. પા. યુ. સંઘ.



# વડનગરની ખેતી અને તેમાં કરવો જોઈતો સુધારો,



આજનો જમાનો ખેતી માટે કુદકે અને ભુસકે આગલ વધતોજ જાય છે. અને સુધરેલા દેશોમાં જે રીતે ખેતી કરવામાં આવે છે, તેના દસમા ભાગનો પણ સુધારો આપણે કરી શક્યા નથી એ ઘણી. નવાઇ ઉપજાવે એવી બીના છે. વડનગરમાં જે રીતે ખેતી કરવામાં આવે છે. એ રીતે તદન નકામીજ છે, અને એનાથી જમીન સારી રીતે ખેડી શકાતી નથી. અને જો જમીન સારી રીત ન ખેડાયતો વધારે સારૂ ધાન પકવવાની આશા રાખવી એ ફોગટ છે વડનગરમાં એવા ઘણા થોડાજ ખેડુતો જોશો કે જેના ત્યાં બળદ અને હળ હોય જ્યારે બાકીના ખેડુતો વરસાદની સીઝનમાં હળ ભાડે લાવી અને જમીન ખેડાવી તુરતજ અનાજ વાવી દે છે. અને એવી રીતે વાવેલું અનાજ સારા પ્રમાણમાં ઉગી નીકલતું નથી. અને ખેડુતની મહેનત વ્યર્થ જાય છે.

જમીનને પહેલાંતો સારી રીતે દસથી બાર વખત ખેડવી જોઇએ અને તેમાં જોઇતા પ્રમાણમાં ખાતર નાખવું જોઇએ, અને ત્યાર બાદ અનાજ વાવવું જોઇએ, અને આ રીતે વાવેલું અનાજ સારા પ્રમાણમાં ઉગી નીકલશે અને સારામાં સારો પાક લઇ શકાશે, જેને બદલે હાલમાં આપણા ખેડુત ભાઇઓ, ગમે તેમ જમીન ખેડી યા નખેડી ખાતર નાખ્યું અને અનાજ વાવી દીધું એટલે થઇ રહ્યું એમ સમજે છે, અને એ રીતે વાવેલું અનાજ કદાપીકાળે ફતેહમંદ પાક આપી શકશે નહી.

સુધરેલા દેશોમાં જે રીતે ખેતી કરવામાં આવે છે તેના થોડાક દાખલાઓ અત્રે ટાંકી બતાવવામાં આવે છે.

૧ પ્રથમતો જમીનને એટલી બધી મશીનની મહેનતથી ખેડવામાં આવે છે, કે ઓછામાં ઓછી એક હાથ જેટલી જમીન ઉંડી ખોદાવીજ જોઇએ.

૨ જમીનની અંદર છેલ્લામાં છેલ્લી શોધ મુજબનું ખાતર નાખવામાં આવે છે કે જેથી છોડને ઉગવામાં તે ખાતર મદદ કરી શકે,

૩ મશીનની મદદથી અનાજ વાવવામાં આવે છે, જે જોઇએ તે કરતાં વધુ પ્રમાણમાં એકજ ઠેકાણે અનાજનું બી. પડી ન જાય પરંતુ આખાએ ખેતરમાં એક સરખુંજ બી. વવાય.

૪ પાક પાકતી વખતે એવી સરસ એની માવજત કરવામાં આવે છે કે એક પણ છોડ નકામો જાય નહી.

૫ જે વખતે અનાજ ખેતરમાં તૈયાર થતું હોય એટલે કે બી. વાવ્યા પછીથી તે જ્યાં સુધી અનાજ તૈયાર થાય ત્યાં સુધી. તે ખેડુત પોતાનાજ ખેતરમાં ઘર બાંધીને ત્યાંજ રહે છે. કે જેથી પોતાનો વખત નકામો જાય નહી અને કામ કરવામાંજ આખો દિવસ ગાળે છે.

૬ આપણા ખેડુતોના જેવા ત્યાં ખેડુતો નથી. કે જે એક બીજાના ખેતરોમાંથી અનાજ લઈ જવાની દાનત રાખતા હોય.

૭ વિલાયત કે અમેરીકાના તમો ખેતરો જોશો કે એકે ખેતરને વાડ કરેલી નહી. હોય કારણ કે ત્યાં એટલો બધો સંપ છે કે એક બીજાનું લઈ જવાની તો સ્વપ્ને પણ દાનત હોય નહી.

૮ ત્યાંના ખેડુતો, પાંચ કે દસ ખેડુત ભેગા થઇ પોતાની જમીનની એક સીન્ડીકેટ કરે અને દરેકના ભાગમાં અનાજ વાવે છે, અને જે અનાજ થાય તે દરેક સરખે ભાગે વહેંચી લે છે,

ઉપર જણાવ્યું તે ઉપરથી તમો સમજી તો શકશો કે એ લોકો કેટલા સંપથી કામ કરે છે, જ્યારે આપણા ત્યાં તો ભાઇ ભાઇમાંજ કુસંપ હોય છે ત્યાં સંપની તો વાતજ શી કરવી દરેકે દરેક ખેડુતની ફરજ છે કે પોતાના કુટુમ્બમાં કલેશ કરવો નહી. તેમજ પોતાના ખેતરોની આસપાસના ખેડુતો સાથે પણ સલાહ સંપથી ચાલવું જોઇએ, કોઇનીએ ખેતી બગડે નહી તેવી રીતે પોતાના બળદ, ભેંસો વીગેરે ઘણીજ સાવચેતાથી ખેતરોમાં લઇ જવા લાવવા.

વધુ ખેતી હુન્નર વિજ્ઞાન આવતા અંકમાં આપવામાં આવશે.

લક્ષ્મણદાસ એન. પટેલ.



# વડનગરા પાટીદાર યુવક સંઘનો ટુંક હેવાલ

શ્રી. વડનગરા પા. યુ. સંઘની સ્થાપના સંવત- ૧૯૮૬ના ચૈતર સુદી. ૨ ના રોજ મગનભાઈની વાડીમાં કરવામાં આવી હતી, શરૂઆતમાં તો સંઘનું કામ જોસ ભેર આગલ વધતું હતું પરંતુ કાળ ચક્રના ફરવાથી કીંવા, યુવકોની મંદ પડેલી ધગસથી સંઘનું કામ થોડાક માસ માટે અટકી પડેલું ત્યાર બાદ સંઘ પ્રત્યેની ભલી લાગણી ધરાવનાર સંઘના બે ત્રણ યુવાનો ઝળકી ઉઠયા, અને જે સંઘ હંમેશની ગોર નિદ્રામાં સુતો હતો તેને ફરી પાછો સજીવન કર્યો, અને કામ જોસ ભેર આગલ ચલાવ્યું. આ સંઘે ગયા વર્ષમાં શહેર અમદાવાદમા વસતા કડવા તથા લેઉવા પાટીદારોનું વસ્તી પત્રક ઘણીજ કુનેહ અને ફતેહ-મંદીથી તૈયાર કર્યું. છે જે વસ્તી પત્રકનો ટુંક આ. અંકના છેલ્લા પાનાઓ ઉપર આપવામાં આવ્યો છે.

( ૨ ) સંઘ તરફથી **શ્રી. પાટીદાર ઉદય નામનો** અંક દર વર્ષ પ્રગટ કરવા નક્કી કરેલું છે જેની અંદર આપણી કોમ કેવી રીતે આગળ વધે તથા કેળવણીથી થતા ફાયદાઓ વીગેરે સંબંધીના લેખોનો સંગ્રહ પ્રત્યેક વર્ષે પ્રગટ કરવામાં આવશે.

( ૩ ) પ્રિય બંધુઓ આ પાટીદાર ઉદય નામનો અંક નૂતન વર્ષના મંગળ પ્રભાતે આપની સમક્ષ રજુ કરતા અમોને અનહદ આનંદ થાય છે આ. અંક વડનગરા પાટીદાર યુવક સંઘે તન, મન, અને ધનની ભારે મહેનતથી તથા અનેક કષ્ટો સહન કરી તૈયાર કર્યો છે. જેનો લાભ, દરેક, દરેક જ્ઞાતિ બંધુ તેની કિંમત આપીને લાભ, લે.

( ૪ ) પાટીદાર ઉદય નામનો અંક છાપતા ઘણોજ ખર્ચ થયો છે. છતાં, આ અંકનો જ્ઞાતિમાં વિશેષ પ્રચાર થાય તે હેતુથીજ તેની કિંમત ઘણીજ ન જીવી રાખવામાં આવી છે.

**વહાલા બંધુઓ.**

આપે. આપના નાણાનો ભોગ ઘણી સંસ્થાઓમાં આપ્યો હશે, આપો છો, અને આપતા હશો. પરંતુ આ તાત્કાલીક ઉભો થએલો સંઘ જેને નાણાંની આવા અંક છપાવવાના કામની અંદર ઘણીજ જરૂર છે જેથી આપને વિનંતિ કરવાની કે આ. સંઘને તમારાથી બને તેટલી નાણાંની મદદ આપશો.

વ. પા. યુ. સંઘ.

# ઈનામી હરીફાઈ

નીચેના બધા પ્રશ્નોના જવાબ એક મહીનાની અંદર નીચેના સરનામે લખી મોકલનારને બધા જવાબ ખરા હશે તો ઇનામ આપવામાં આવશે.

૧ નરનારી રસ્તે મલ્યા સ્ત્રીએ કરી પિછાણ મારા પતિની સાસુ તુજ સ્ત્રીની સાસુ જાણ

૨ દિપક દિઠો દ્રષ્ટિએ, વાથી નવ તે જાય ભયપામીને ભાનુનો ભામા શરણે થાય મા કહી તેને સહુવદે, નર છે જો કે આપ દો ઉત્તર સમજી તમે, કોઇ કહે નવ બાપ.

૩ વિચીત્ર નારી નીરખી, અર્ધી ફારસી નાત, અર્ધી અંગ્રેજી મલી બની ગુજરાતી જાત પિયર પ્રૌઢ પૃથ્વી પરે, સાસરે સાગર માય મરે અંતે તે સાસરે. કહે સજ્જન કેઈનાર.

૪ જોડણી વગરના અને કાના માત્ર વગરના ચાર અક્ષરનું એવું નામ શોધી કાઢો કે જેનો પહેલો અને બીજો અક્ષર મલી, દુધ દેનાર પ્રાણીનું નામ થતું હોય ત્રીજો અને ચોથો અક્ષર મલી રહેવાનું સ્થળ થતું હોય અને બીજો અને ત્રીજો અક્ષર મલી દુનિયા એવો અર્થ થતો હોય અને ચારે અક્ષર મલી ઝેરી જનાવરનું નામ થતું હોય.

વ. પા. યુ. સંઘ,

જવાબ મોકલવાનું ઠેકાણું

**પટેલ સાકરલાલ અંબાલાલ**

ઠે. સ્ટેશનરોડ મગનભાઇની વાડી અમદાવાદ.

# સમીર્ષ્ટાના તીરે સંધ્યાની લેહરો

**રમુજી સ્કેચ.**

**સ્થળ**—વડનગરનું સમીર્ષ્ટા તળાવ

**પાત્રો.** ચમનલાલ અને શાંતિલાલ

ચમનલાલ અને શાન્તિલાલ. સમીર્ષ્ટા તળાવ ઉપર સંધ્યા સમયની ઘણીજ મંદ, મંદ થંડી પવનની. લહેરો ખાતા બેઠા છે,

( ૧ ) **ચમનલાલ**—કેમ ભાઇ શાંતિ, આજકાલ તો લાડુ જમવાના અમદાવાદમાં બહુજ વાંધા પડેલા દેખાય છે ?

**શાંતિલાલ**—ભાઇ. ચમન. તને ખબર નથી કે આપણા ગામના લોકો અંદરો અંદર લઢી મરી, ભાઇ ભાઇમાં, બેન બેનમાં, અને બાપ, દિકરામાં એટલા બધા કુસુમ્પના બીજ રોપ્યા છે. કે જેથી આપણા ગામમાં સંપ નથી તે તો નથી પણ તેનાં છાંટા, પરદેશમાં પણ ઉડયા છે જેથી કરી કુતરાનો સંઘ કાશીએ જતો નથી અને લાડુ જમવાનો વખત આવતોએ નથી,

**ચમનલાલ**—એમ કેમ ભલા, કુસુમ્પ થવાના કારણો શું એ કુસુમ્પ શાથી થયો એ જરા મને જણાવશો ?

**શાંતિલાલ**—જ્ઞાતિના આગેવાનો એક બીજાનાં સહેવાસમાં તણાઇને ન્યાય ને નામે અન્યાયના નાટક ભજવ્યા, ખરો ખોટો, ન્યાય જોયો નહી, અને રામ ભરોસે દીધે રાખ્યું જેનું પરીણામ એ આવ્યું કે સંપીલી જ્ઞાતિ **કુસુમ્પના માર્ગે વળી.**

( ૨ ) **ચમનલાલ**—ભાઇ. શાંતિ, હમણાં અમદાવાદમાં એક ભાઇને કોઇક બદમાસો આબાદ બનાવી ગયા. તે વાત તું જાણે છે.

**શાંતિલાલ**—હા થોડી ઘણી વાત જાણું છું કે તે ભાઇ પાસેથી રૂ. ૭૮૦ લઇ એક કન્યા પરણાવી આપી અને તે કન્યા. બારમે દહાડેજ રૂ. ૯૮૦ ના દાગીના લઇ પોબારા ગણી ગઇ.

**ચમનલાલ**--શાબાશ ઠીક અમદાવાદી યુવાન હાથમાં આવી ગયો લાગે છે ?

**શાંતિલાલ**—ભાઈ ચમન તને તો ઠઠ્ઠા મશ્કરી સુઝે છે. પણ તે માણસને રૂ. ૭૦૦ કમાતા કેટલા દિવસો થયા હશે તેનું તને ભાન છે.

ચમનલાલ અને શાંતિલાલને આ વાતના પ્રસંગમાં ઘણોજ વખત થઇ જવાથી બંને તિત્રો પોત પોતાના ઘેર વિદાય થાય છે. વધુ આવતા અંકમાં

**લહેરીલાલા**

# સંઘનું બંધારણ.

૧. કોઈ પણ યુવક સોળ વર્ષની ઉપરનો આ સંઘમાં મેમ્બર થઇ શકશે.

૨. કોઇ પણ યુવકને આ સંઘમાં દાખલ કરવો યા નહી. એ આ સંઘની મરજી ઉપર આધાર રહેશે.

૩. એક મેમ્બર પાસેથી દર મહીને ચાર આના લેખે ચાર માસની એક સામટી ફી એક રૂપીઓ અગાઉથી લેવામાં આવશે.

૪. આ સંઘની ફીની મુદત વધારેમાં વધારે દસ દિવસની રાખવામાં આવે છે. ત્યાં સુધી દરેક મેમ્બરે પોતાની ફી ભરી દેવી અગર જો તે દરમીયાન કોઇ મેમ્બર ફી ભરશે નહી તો તેનો મીટીંગમાં મત ગણી શકાશે નહી.

૫. આ સંઘના ઓધ્ધેદારો નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

   ૧. પ્રમુખ.
   ૨. સેક્રેટરી.
   ૩. ખજાનચી.

૬. કાર્ય વાહક કમીટીમાં ઓછામા ઓછા સાત મેમ્બરો જોઈશે.

૭. કાર્ય વાહક કમીટીની મીટીંગની અંદર ઓછામાં ઓછા ચાર મેમ્બરો હાજર હશે તોજ કામકાજ કરી શકાશે.

૮. અ. સામાન્ય સભાનું તેમજ કમીટીનું કામ વધુ મતે કરવામાં આવશે.
   બ. બંધારણની અંદર કોઇ પણ જાતનો ફેરફાર કરવો હશે તો તે ¾ મતથી થઇ શકશે.

૯. કોઇ પણ કામકાજ વખતે સરખા મત પડતા પ્રમુખનો એક મત વધારે લેવામાં આવશે.

૧૦. આ સંઘમાં નુકસાન કરતા તથા હરકત કર્તા થઇ પડે તેવા યુવકને સંઘમાં દાખલ કરવામાં આવશે નહી.

૧૧. સંઘમાં દાખલ થએલો કોઇ પણ મેમ્બર સંઘને નુકસાન કર્તા તથા હરકત કરતા માલમ પડે અથવા નિયમોને માન ન આપે તો તેને જનરલ મીટીંગ નોંધાએલા મેમ્બરોના ¾ મતથી દુર કરી શકશે.

૧૨. કોઈ પણ સંજોગોમાં સેક્રેટરી એકી વખતે સ્વતંત્ર રીતે ફકત ૧) રૂપીઓ સંઘના કોઇ પણ કાર્ય માટે ખરચી શકશે.

૧૩. કાર્ય વાહક કમીટીની ચુંટણી બાર મહીને ફરીથી થશે, અને તે કમીટી જનરલ મીટીંગમાં પોતાનો વરસ આખર સુધીનો હિસાબ પાસ કરાવી નવી થનાર કમીટીને રીતસર પહોંચ લઈ સોંપશે.

૧૪. કોઇ ઠરાવ થયા પછી ઓછામાં ઓછા ત્રણ મહીના સુધી કોઈ પણ જાતનો ફેરફાર થઇ શકશે નહી, તથા ઉડી ગએલી દરખાસ્ત ત્રણ મહીના સુધી લાવી શકાશે નહી.

૧૫, દર શનીવારે ભરાતી મીટીંગમાં સંજોગો વશાત જો કોઇ પણ કાર્ય કરવાની ઇચ્છા થાય તો તે મીટીંગની અંદર ૩ મેમ્બરોની હાજરીથી થઇ શકશે અને તેની અંદર વધુ મતે ઠરાવ પાસ કરવામાં આવશે.

૧૬, સંઘની મીટીંગ ભરવાનો ટાઇમ દર શનીવારે રાતના ૮ાા થી ૧૧ સુધીનો રાખવામાં આવશે.

૧૭. કોઇ પણ મેમ્બરને કોઈ પણ કારણસર જનરલ મીટીંગ બોલાવવી હોય તો સંઘના પાંચ મેમ્બરોની સહી સાથની અરજી સેક્રેટરીને પહોંચાડશે તો સેક્રેટરી જનરલ મીટીંગ બોલાવી શકશે, મીટીંગ બોલાવ્યા છતાં જો કોઇ મેમ્બર ગેરહાજર રહેશે તો મીટીંગમાં જે ઠરાવો થશે તે તેને કબુલ કરવા પડશે.

બંધારણ પાસ કર્યો તારીખ ૪-૪-૩૧.

**વ. પા. યુ. સંઘ.**

---

# જવાબદારી ઉતારો.

ગમે તે કારણ હોય પણ આજ આપણા સમાજમાંથી જવાબદારીનું ભાન લુપ્તપ્રાય થયું છે અને પરિણામે આપણે નીચે પડયા છીએ જે સામાજીક તમા રાષ્ટ્રીય પરતંત્રતા આપણે ભોગવી રહ્યા છીએ તેનું ખરૂં કારણ આપણું બીન જવાબદાર વર્તનજ છે.

માબાપ પોતાના બાળકના ભાવી જીવનનો ભાગ્યેજ વિચાર કરતા જણાય છે બાળ-સાચા હિતની દ્રષ્ટિએ તેમને યથાયોગ્ય કેળવણી આપી તેમના જીવન સુખમય તેજસ્વી અને શ્રેયસાધક નીવડે એવો ખ્યાલ માબાપોના મનમાં ભાગ્યેજ આવતો હશે બાળકો પણ માબાપ કુટુંબને વડીલ વર્ગ પ્રત્યેના પોતાના ધર્મની જવાબદારી ભાગ્યેજ સમજતા જણાય છે રાજા પ્રજા પ્રત્યે અને પ્રજા રાજા પ્રત્યે અને શિષ્યો શિક્ષક પ્રત્યે અને શિક્ષક શિષ્યો પ્રત્યે અને શેઠ નોકર પ્રત્યે અને નોકર શેઠ પ્રત્યે પતિ પત્ની પ્રત્યે અને પત્ની પતિ પ્રત્યે પોત પોતાની જવાબદારી ભુલી જવાને પરિણામે આજે સમાજમાં જ્યાં જોઇએ ત્યાં અથડામણુ અને ઘર્ષણુ ચાલી રહ્યા છે આથી સમાજની શક્તિ એકત્રિત ન રહેતાં પરસ્પર વિઘાતક બની દિન પ્રતિદિન ક્ષીણુ થયાં કરે છે.

પ્રભુ આપણને આપણી જવાબદારીઓ સમજવા સન્મતિ પ્રેરે.

**પટેલ સાકરલાલ અંબાલાલ.**

---

# અમદાવાદમાં વસતા વડનગરા પાટીદારની વસ્તી પત્રકનો હેવાલ

સુજ્ઞ જ્ઞાતિ બંધુઓ,

જત અમોને જણાવતાં આનંદ થાય છે કે શ્રી. વડનગરા પાટીદાર યુવક સંઘ તરફથી અમદાવાદમાં વસતા સમગ્ર લેઉવા તથા કડવા પાટીદાર જ્ઞાતિનું વસ્તી ગણત્રીનું કાર્ય ઘણીજ ટુંક મુદતમાં પુરૂ કરવામાં આ સંઘના સભ્યોએ તથા બીજા હીતેચ્છુ ભાઇઓએ પોતાનાથી બનતી મદદનો અને વખતનો જે ભોગ આપ્યો છે તેને માટે અમે તેમને ધન્યવાદ આપીએ છીએ.

હાલમાં આપણી જ્ઞાતિમાં અત્રે વસતા સમગ્ર વડનગરા લેઉવા તથા કડવા પાટીદારનાં આસુરે કુલ ઘર ૩૪૮) છે અને માણસની વસ્તી ૧૧૪૩ ની છે તેનો વધુ હેવાલ નીચે પ્રમાણે છે.

## વસ્તી પત્રકનો હેવાલ

| કુલ ઘર | કુલવસ્તી | પુરૂષ | સ્ત્રી | છોકરા | છોકરી | વહેપાર | નોકરી | વીદ્યાભ્યાસ | પાંચવરસથી નીચેનાવર્ગ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૪૮ | ૧૧૪૩ | ૪૩૦ | ૩૯૮ | ૧૮૯ | ૧૨૬ | ૧૦૫ | ૩૧૫ | ૧૫૩ | ૧૬૨ |

આથી દીલગીરીની વાત એ છે કે આપણી જ્ઞાતિની આટલી બહોળી વસ્તી હોવા છતાં કેળવણીનો પ્રભાવ ઘણોજ ઓછો માલમ પડે છે તેને અંગેજ આપણી જ્ઞાતિની દીન પ્રતીદીન અધોગતી પ્રાપ્ત થતી આવે છે અનેઅરસપરસ કુસંપનાં બીજ અહીં થાય છે કુટુંબમાં સારા ખોટા પ્રસંગે કલેશ કજીયા ઉત્પન્ન થાય છે બીજી જ્ઞાતિ કરતાં આપણી જ્ઞાતિ કેળવણીમાં ઘણીજ પછાત છે. હજુ જો આપણે નહિ જાગૃત થઇએ તો વધારેને વધારે અધોગતીને પામીશું અને વૈધવ્ય દશા ભોગવીશું નેપોલીયન બોના પાર્ટ શું કહે છે ?

" કહે નેપોલીયન દેશને કરવા આબાદાન "
સરસ માર્ગ તો એજ છે દો માતાને જ્ઞાન

એ કહેવત અનુસરીને દરેક જ્ઞાતિના બંધુઓને અમે વિનંતિ કરીએ છીએ કે આપણે આપણી જ્ઞાતિને અધોગતીના અંધકારમાંથી મુકત કરવા તમારા બાળકો અને બાળકીઓને તમારા હીતની ખાતર દરેક મા બાપે ફરજીઆત કેળવણી આપે તેમને ભણાવી ઉચ્ચ કેળવણી આપી સદ્ગુણી બનાવે તોજ જ્ઞાતિની વૈધવ્ય દશા દુર થશે. જમના અનુસાર હાલના યુવાનો અને યુવતીઓને કેળવણી વગર ચાલતું નથી. તેથી તેમને ભવીષ્યમાં પસ્તાવું પડે છે તેથી તમારાં બાળકો અને બાળકીઓને નકામાં ફરવા ન દેતાં તથા તેમની જીંદગીનું જીવતર ન ન બગાડતાં બાલ્યા વયમાં સારી કેળવણી આપી વિદ્યાભ્યાસ કરાવશો અને સદ્ગુણી બનાવશો એવી અમે અભિલાષા રાખીએ છીએ એજ વિનંતિ.

વ. પા. યુ. સંઘ.

# નોંધ લીધી જમાનો બદલાય છે



આપણા શાસ્ત્રો પોકારી પોકારીને કહે છે કે સૃષ્ટિમાં કંઈ પણ સ્થિર નથી ફેરફાર એ સૃષ્ટિનો સ્વભાવ છે આ સનાતન ફેરફારની જે અવગણના કરે છે તે પાછળ પડે છે. અને વિશ્વ નિયમને તાબે થઇ જે પોતાનાં કાર્યો કરે જાય તે આગળ વધે છે.

અત્યાર સુધી આપણે સ્મશાન શાન્તિ ભોગવી રહ્યા હતા એક મહાન વિભુતિએ આપણને ઘોર નિદ્રામાંથી જગાડયા છે હવે આપણા પડળ ખુલી ગયા છે સત્ય વસ્તુનું આપણને ભાન થયું છે.

આપણી આ અધોગતીમાંથી છુટવા માટે આપણે પ્રયત્ન કરી રહ્યા છીએ આપણી રહેણી કરણી તથા રીત રિવાજો આપણે બદલી રહ્યા છીએ એક વખત આવશે મનાતી પુસ્તકીયા કેળવણી નિષ્ફળ નીવડી છે આપણી પ્રાચીન સંસ્કૃતિને આપણા જીવનમાં ઉતાર્યા સિવાય એક પ્રજા તરીકે આપણે નજ ટકી શકીએ તે સાથે આપણાં દેશના હુન્નર ઉદ્યોગો તથા કારીગરીને સજીવન કરવા આપણા શિક્ષકો અને વિદ્યાર્થીઓએ કેડ બાંધ્યા સિવાય છુટકો નથી.

જાત મહેનત અને હુન્નર ઉદ્યોગનો જમાનો આપી પહોંચ્યો છે હવે તો હુન્નર ઉદ્યોગજ ઘેર ઘેર પુજાશે જમાનાને ઓળખશે તે જીતશે જુના વિચારોને જે વળગી રહેશે તે પડશે.

પટેલ સાકરલાલ અંબાલાલ.

---

# પાટીદાર ઉદય અંક સમીતી.



**ખાસ નોંધ.**

આ અંકમાં લખવામાં આવેલા લેખોના પાત્રો કેવળ કલ્પીતજ છે. જેથી કોઇની પાઘડી કોઈના માથે બંધ બેસતી આવતી હોય તો વહોરી લેવી નહી.

વ. પા. યુ. સંઘ.